# સખુને રાહત

અથવા

## નીતિ ભકિત રૂપી કવિતાઈ વચનો.

કર્ત્તા

[illegible]જી બમનજી ફરામરોજ,
[illegible] નીતિ કથા" તથા "સખુરીનો વારસો"
ઇત્યાદિનો કર્ત્તા.

છપાવી પ્રગટ કરનાર,
[illegible]નશાહ મેહેરવાન ઇરાની.

મુંબઈ,
પ્રેસમાં છાપી પ્રગટ કરીછે.
૩ યઝદજર્દી.—સને ૧૯૦૪ ઇસ્વી.

# સખુને રાહત

અથવા

## નીતિ ભકિત રૂપી કવિતાઈ વચનો.

કર્ત્તા

ખરશેદજી બમનજી ફરામરોજ,
"સુબોધક નીતિ કથા" તથા "સબુરીનો વારસો"
ઇત્યાદિનો કર્ત્તા.

છપાવી પ્રગટ કરનાર,
દીનશાહ મેહેરવાન ઇરાની.

મુંબઈ,
વર્તમાન પ્રેસમાં છાપી પ્રગટ કરીછે.
સને ૧૨૭૩ યઝદજરદી.—સને ૧૯૦૪ ઇસ્વી.

# દી બા ચો



આ ચોપડીમાંની કવિતાઓ, આગળથી ધારી વાળી કોઈ ખાસ કારણે જોડેલી નથી, તેમ તે એજ અનુક્રમે જોડાયલી પણ નથી. દુન્યાઇ વિટંબણાનાં ચક્રમાંથી પસાર થતાં, પ્રસંગોપાત મનના જુસ્સાઓના આવેશમાં આ અદના મગજમાંથી સ્વભાવિક રીતે નિકળેલા મન તરંગોની સેંકડો ચીજોનો એક મોટો જથ્થો, જે હજુ જાહેરની રોશની જોયા વગર પડી રહેલો છે, તેનો એ માત્ર એક બહુ નાનો ભાગ છે, જેમાંની ચીજો આજથી એક દાહેકા ઉપર અત્રેનાં માજી જાણીતાં "સત્ય મિત્ર" પત્રમાં જ્યારે હું લખાણો કરતો હતો ત્યારે, છુટક છુટક તેમાં આપી હતી, અને તે પત્રની ધાર્મીક વલણને અનુસરીને ખાહમખા નીતિ ભકિત રૂપી ચીજોજ વીણી કાઢીને આપી હતી. તેને હાલ મુંબઇની "બઝમે જશને રોજે અહુરમઝ્દ" મંડલીના ખરચે આ પુસ્તક રૂપે છપાવી પ્રગટ કરવાની સવલતા, તેના સ્થાપક શેઠ દીનશાહ મેહરવાન ઇરાનીએ કરી આપી છે, જે માટે એ ધર્મી ગ્રહસ્થનો હું અંતઃકરણથી ઉપકાર માનુંછું.

ખરી કવિતા તે કેવી અને કોને કહેવી, એ એક તકરારી સવાલ છે. આ ચોપડીમાંની નાકેસ લીટીઓ તે નામને લાયક છે કે કેમ, તે નુકતેચીન વાંચકોની મુન્સફીપર છે. મેં એ નામ કિંવા શબ્દ, માત્ર રાગવડને ખાતર તથા રેવાજની રૂએ વાપર્યો છે. એ કવિતાઓ હિન્દુ પીંગળ રીતિ, ફારસી બેત રીતિ, રાગ રીતિ, કે તેવાં બીજાં કોઇ ધોરણે જોડાયલી નથી. જેમ એમાંના વિચાર મન તરંગી છે, તેમ તેનાં

જોડકાં યા વજન પણ તરંગી છે. વાંચનારાઓ તે વાંચતાં ગુંચવાય નહી તેટલા માટે, ટૂકમાં સમજાવવાની જરૂર વિચારૂં છું કે, એ કવિતાઓ બહુ મોટે ભાગે દશ પદી છે, જેમાનાં પેહેલાં, ચોથાં, સાતમાં તથા દશમાં પદ ઉપર ઠેકો પડે છે, અથવા ત્યાં ઠેકો લેવાથી તે સડસડાટ બોલાય છે. બીજી બહુ થોડીજ કવિતા એમાં એવી છે, કે જે એથી જુદાં વજનપર છે; અને તેનું બંધારણ ચાલાક વાંચકો સેહેલથી સમજી લેશે. સદરહુ દશ પદી કવિતાની સમજ માટે આ ચોપડીમાંની પેહેલીજ કવિતાની પ્રથમની બે લીટી, દાખલા તરીકે અહીં રજુ કરૂં છું, જેમાંના કાળા કીધેલા અક્ષરો યા પદો ઠેકો લેવાનાં સમજવાં. જેમ કે,—

જુઠાં આ **મં**ડલમાં **ફાં**ફાં ના **મા**ર,
**હા**જર યા **ખો**દાની **રહે**મી દર **બા**ર.

પણ, આ ચોપડીના શેવટના ભાગમાં જે ચીજો "વધારા" ખાતે આપેલી છે, તે આથી જુદા પ્રકારની, એટલે ગાયનરૂપી છે. એ ગાયનો ઉપલી રીતે ઉત્પન્ન થયલાં નહી, પણ ચોકસ અવસરો માટે ચોકસ ઠેકાણેથી થયલી માંગણીઓનાં કારણે ખાસ રીતે જુદી જુદી રાહ રાગણીઓપર જોડેલાં છે, જેનો મોટો ભાગ મારાં વતન નવસારીની સ્કૂલો તથા કન્યાશાળાઓના ઈનામના મેળાવડાઓમાં ગાવા માટે જોડેલાં ગાયનોમાંથી, તથા થોડાંક મારા રચેલા અને નાટક તખ્તાપર રજુ થયલા નાટકોમાંનાં ગીતોમાંથી, વીણી કાઢેલાં નીતિ ભક્તિ રૂપી ગીતોનો છે; અને તે ગીતો જોકે તેવા મેળાવડાઓમાં તેમજ લોકોમાં ગવાઈને લોક પસંદગી પામેલાં છે, તોપણ હું પોતે તેને મારી ઉપલી કવિતાઓના જેવું વજન લાગુ પાડતો નથી. ફકત તે નીતિ ભકિત રૂપી છે, અને તે ગવાયાથી આપણી ઉધરતી ઓલાદનાં દીલપર કાંઇ પણ તેની સારી અસર થઇ શકશે, એવા હેતુથીજ આ નાનકડી ચોપડીમાં, "વધારા" તરિકે તે દાખલ કર્યાં છે.

આ ચોપડીમાં જે ચીજો ભક્તિરૂપે અથવા ભક્તિને નામે આપી છે, તે ઉપરથી એવું સમજવાની ભૂલ થવી જોઈતી નથી કે, તે ફરજીઆત બંદગીને બદલે અથવા તેવી બંદગી તરિકે પઢવા યા ગાવાની છે. ના; તે માત્ર દીલના ખાનગી ઉભરા યા અંગત દુઆ છે, અને તે જરથોસ્તીઓની ધાર્મિક પવિત્ર અવસ્તાઈ બંદગી આગળ તો શું, પણ તેમના પુજ્ય અશો મહાત્મા પુરૂષોની જોડેલી મોનાજાતો આગળ પણ નાચીજ છે, એમ હું પોતે માનું છું; અને આ નાનકડી ચોપડીના વાંચકોને પણ તેમજ માની પોતાના ધર્મની અસલ પવિત્ર અવસ્તાઈ બંદગીપર ઉસ્તવાર રહેવાની વિનંતી કરૂં છું.

કર્ત્તા.

નવસારી, તા૦ ૨૫ મી ડિસેમ્બર ૧૯૦૩.



# સાંકલિયું.



## ભાગ ૨ જો—જીવ શિક્ષા રૂપી વચનો ... ... ૨૮

# સખુને રાહત.

અથવા

## નીતિભકતી રૂપી કવિતાઈ વચનો.



### ભકતી રૂપી વચનો.

૧

જુઠાં આ મંડલમાં ફાંફાં ના માર,
હાજર થા ખોદાની રહેમી દરબાર.— ૧
નથી કોઈ અહીં સાંભલનારૂં હમદર્દ,
ખોલ્લી કર ખોદાની દરગેહ વરાર.— ૨
ખાકમાં મેલ માથું ને ઉંચા કર હાથ,
જીગરની જીભથી એબાદત પોકાર.— ૩
બંદો તું છે તો કર બંદાપણું,
બંદગી પેહલી તુંને સજાવાર.— ૪
વેરાન તુંજ દીલ તેથી થાશે ફુલવંત,
વાંઝણી તુંજ ઉમેદ થાશે હમેલદાર.— ૫

માથે તુંજ બીરાજશે નેકીનું તાજ,
ટોટે તુંજ ઓલવાશે મકસદનો હાર.— ૬
તારણુ છે બેઉ જગનું બંદગીમાંજ,
મીનોમાં જીંનત—ગેતીમાં કરાર.— ૭
મલશે નહી દુન્યામાં બીજો મલમ,
ભકતીથીજ નીકલશે પાપનો આજાર.— ૮
તરશે તું ભક્તીથી ભવ મહાસાગર,
રૂહ તારૂં થાશે તેથીજ પુલ ગુજાર.— ૯
ચીંતા શી–જર જોરથી ખાલી છે તું?
ભકતીથી ભર તારો પુણનો ભંડાર.—૧૦
બાપોના બાપ સાથે કર ગોફતેગો,
તોજેશનાં આંસુની ચલાવ ત્યાં ધાર.—૧૧
રાત તારાં સંકટની વીટી, ખુરશેદ,
ઉગાડશે શેવટે સુખની સહવાર.—૧૨



૨

છોડી સઉ આશ, તારી દરગાહમાં, રબ!
આવ્યો છું અંતે, લે પનાહમાં, રબ!—૧
બ્હાર કહાડી પોંહચાડ નેકીને કાંઠે,
ડુબો છું છેક હવે ગુનાહમાં, રબ!—૨
ગોહર બીન ખાલી છે ઉમેદની શીપ,
બર્કત મેલ મારી આ દુઆમાં, રબ!—૩

નહી જડતો સીવા તું કોઈ સાચો યાર,
દોરંગી મતલબી દુન્યામાં, રબ !—૪
પાપો ને દુઃખો ને ભય થાય નાપેદ,
વસ મારાં જીગર ને હૈયામાં, રબ !—૫
આપ એવી બર્કત ને પુર્સત, કે રહું
પાકીજેહ રહેમી તુંજ સેવામાં, રબ !—૬
નાચીજ છું રજકનથી પેદાશમાં તુજ,
રાખજે તોપણ તારી નેગાહમાં, રબ !—૭
ગુનાહ કર સાફ ને કસુર દરગુજર,
વધુ ના બાળ પાપની સજામાં, રબ !—૮
ભટકતો સરગર્દાન છે શબોરોજ,
ખુરશેદ તુંજ શોધ અને માયામાં, રબ !—૯

—— —:○:——

૩

નબલો જો કીધો તો સંભાલી લે,
કુંજરો જો કીધો તો પંપાલી લે.— ૧
બીકણ જો કીધો તો બંચાવી લે,
પડતો જો કીધો તો ટકાવી લે.— ૨
કમબખ્ત જો કીધો તો દયા કર, રબ !
હીણો જો કીધો તો માયા કર, રબ !— ૩
અપંગ જો કીધો તો રાહબરી કર,
લુલો જો કીધો તો હાથ જરા ધર.— ૪

ભીક્ષુક જો કીધો તો ટુકડો પોંહુચાડ,
જખમી જો કીધો તો લેપડો લગાડ.— ૫
પાપી જો કીધો તો માફી બખશ,
નાપાક જો કીધો તો સાફી બખશ.— ૬
દર્દી જો કીધો તો દવા તું આપ,
નીર્લજ જો કીધો તો હયા તું રાખ.— ૭
દુખ્યો જો કીધો તો દીલાસો દે,
શકમંદ જો કીધો તો ખુલાસો દે.— ૮
છોટો જો કીધો તો વડીલ તું થા,
બંધવો જો કીધો તો વકીલ તું થા.— ૯
નાચાર જો કીધો તો આધાર તું થા,
નીર્ધન જો કીધો તો સાહુકાર તું થા.—૧૦
એકલો જો કીધો તો સાથી તું રેહ,
મુગો જો કીધો તો પાઠી તું રેહ.—૧૧
અદ્ધર જો કીધો તો ધરનાર તું રેહ,
ખોદાવંદ! ખુરશેદનો દાતાર તું રેહ.—૧૨



૪

આશ્રો તુંજ છોડી, રબ! કોણુ પાસે જાઉ?
ઉમેદ મુજ દીલની, રબ! કોણુ પાસે ચાહું?—૧
તુચ્છકારી કહાડ, જોઇયે ઠોકરે માર,
દરગેહ તુંજ આવું, તારો છેડલો હું સાહું.—૨

દુન્યાનો શાહ થાવા કરતાં, બેહતર,
તુંજ ઘરના ગોલામનો ગોલામ હું થાઉં.--૩
ખાવા કરતાં માનવી હાથનું રજક,
બેહતર સગ† પેરે તુંજ ટુકડો હું ખાઉં.--૪
જીવતર મુજ થાવાનું ત્યારેજ સફલ,
તુંજ પ્યારનાં આબેહયાતમાં હું નાહું.--૫
નથી કંઈ ભેટ એબાદતની મુજ પાસ,
ભેટ દાખલ ફકત પશેમાની લાઉં.--૬
ચાહું છું કે કર રેહેમ નજરની ભેટ,
જેહાનની ન્યામત તુંજ રેહેમતમાં પાઉં.--૭
ખુરશેદને પા તુંજ મોહબતનો શરાબ,
મસ્તીમાં તુંજ દરગેહ નાચું ને ગાઉં!--૮



## ૫

જીગરના જખમ રૂઝાવ, ઓ ખોદા!
ઉમેદની સોખાર બુજાવ, ઓ ખોદા!—૧
વેગલો ના રાખ તુંજ પનાહથી મને,
પાપ સજાથી ના ધુજાવ, ઓ ખોદા!--૨
દુર રાખી વહાલાંની મોહબતથી છેક,
ના દીલ સુરગને મુઝાવ, ઓ ખોદા!--૩
રાખી હાદેસાની ભઠ્ઠી પાસે,
તન મન શક્તીના ભુંજાવ, ઓ ખોદા!--૪

† સગ એટલે કુતરો.

બંધ કર ધુજારા ને ધીક્કારની ધુંઈ,
માયા ને માનથી પુજાવ, ઓ ખોદા !--૫
છોડવી દઈ અપજશનું ભયભીત ધરણ,
નોકથી ખુરશેદને તપાવ, ઓ ખોદા!—૬

——:o:——

૬

થયો માગી માગી હું નાચાર હવે તો,
બાતેલ થઈ એબાદત ને હાર્યાં કવેતો.—૧
નીરાશ થઈ હું છોડુંછું માંગવું, ખોદાયા!
બચાવો ગમે તો, ડુબાડો ગમે તો.--૨
ન બચવાને આધાર, છું પડવા અણીપર,
બચીશ બસ હું ત્યારે, બચાવો તમે તો.—૩
ન બાકી રહયું કંઈ, ગયું સર્વ બરબાદ,
બની ચુકો સામો ખરાબો ફજેટો.--૪
છે ઉગવું આથમવું નીયમ કુદરતનો,
શું કામ કરવો અફસોસ, જો ખુરશેદ નમે તો?--૫



૭

ખોદા! બાલેબાલ હું ગુનેહગાર છું,
શેતાની ફમંદમાં ગીરફતાર છું.— ૧
નથી મુજ બચાવ, નહી સીફારસ તદન,
બચાવ એજ: નસીબ પાસે નાચાર છું.— ૨

છું હારેલો મારેલો પાંગલો અપંગ,
અને નબલો નાચીજ નીરાધાર છું.— ૩
એબાદત પેશામાં છું ગાફેલ ઘુવડ,
અનીતીની બદબોથી બીમાર છું.— ૪
છું લાએક તું પીતાની ઇત્રાજીને,
સજા સખ્ત માટે સજાવાર છું.— ૫
છું તુંજ કુદરતનો કમીનો ગુલામ,
ભલા તુંજ પુજારાની પેંજાર છું.— ૬
છું નાપાકોથી બદ, નફ્ટથી નફ્ટ,
કુલે દુશવારોથી દુશવાર છું.— ૭
બદીથી થયોછ શત્રુ જીંદગાનીનો,
પોતાનોજ પોતે હું સેતમગાર છું.— ૮
બેઠોછ નેક નસીબનો નતીજો ખોહી,
ખરાબીનો શીકાર ને ખુવાર છું.— ૯
છું શરમીંદો ફીકકો પશેમાન તું પાસ,
સબબ બદગુમાન બુરો બદકાર છું.—૧૦
છું નામે ખુરશેદ પણ ન કામે તેવો,
ફરજ ચુકવાથી હું બેજાર છું.—૧૧

——:o:——

## ૮

સઉ વગર ચાલે, રબ! તું વગર નહી,
જીવ ઝીણો પાલે કોઈ તું વગર નહી.— ૧
તું વગર નહી જમીન, જેહાન, ને જમાન,
પાતરૂં પણ હાલે, રબ! તું વગર નહી.— ૨
તું વગર નહી ધરમ, ધ્યાન, ને ધીરજ,
નેકનામી ચાલે, રબ! તું વગર નહી.— ૩
તું વગર નહી રોશની, રચના, ને રંગ,
પાણી વહે નાલે, રબ! તું વગર નહી.— ૪
તું વગર નહી ધારા, દયા, ને નયાય,
સૃષ્ટી સંભાલે કોઈ તું વગર નહી.— ૫
તું વગર નહી કુટુંબ, ઘર, ને સંસાર,
પંખી હોય માળે, રબ! તું વગર નહી.— ૬
તું વગર નહી જાન, જીંદગી, ને જોર,
આફતો ટાળે કોઈ તું વગર નહી.— ૭
તું વગર નહી ધણી, ધાન્ય ને ધન,
ટુકડો પણ આલે કોઈ તું વગર નહી.— ૮
તું વગર નહી વીદયા હુંનર ને જ્ઞાન,
પડતાંને ઝાલે કોઈ તું વગર નહી.— ૯
તું વગર નહી મુલક, મતા, ને રાજ,
ભીતર ભેદ ભાલે કોઈ તું વગર નહી.—૧૦
તું વગર નહી ચંદ્ર, તારા, ને ગ્રહ,
ખુરશેદ ઉગે કાલે, રબ! તું વગર નહી.—૧૧

——:○:——

૯

રબ ! તારા દસ્ત કવી કારગર સીવાય,
કોણ કરશે મુજ મુશકેલ દુખનો ઉપાય ?—૧
રબ ! તારી ગેબી રહેમ નજર વગર,
કોણ રાખશે મુજ બુરા હાલની ખબર ?—૨
રબ ! તારી અજમતી બખ્શેશ વના,
થાયછ મારી જીંદગી ને આશા ફના.—૩
રબ ! તારા એતબાર ને એખ્લાસ બીન,
થયોછ હું દીન અને દુન્યાથી હીણ.—૪
રબ ! તારી કુંમક ને મદદ બગેર,
થાયું છે ઉજડ આ સુખવાસી ઘેર.—૫
રબ ! તારા આશરા ને આધાર વીના,
ફાવે છે મુજપર શત્રુઓ હીણા.—૬
રબ ! તારા લાડ અને ઉત્તેજન વણ,
રૂઠયાં છે મુજ સાથે તન મન ને ધન.—૭
રબ ! તારી માફી ને માયા સીવા,
ગુલ થાયા મુજની ફત્તેહના દીવા.—૮
રબ ! તું જો જુદાઇ ને ગુસ્સો તજે,
નમતો ખુરશેદ ફરી જગમાં સજે.—૯



## ૧૦

ચાહુતો નહી વાઘ ને વરૂ સામે દાદ,
કરતો નહી મુફલેસી દુખની ફરયાદ.— ૧
માગુંછ એજ તુંજથી, ઓ રહેમી ખાવંદ!
ભુડાંના દોરથી રાખ મુજને આજાદ.— ૨
નહી કરતી ફનાની આગ જે નુકસાન,
કરેછ તે માનવી કપટી ને બદજાદ.— ૩
ઉરાડેછ નાહુક ગીબતના ગોલા,
સુલેહને હાંકી ફેલાવેછ ફેસાદ.— ૪
વેરેછ મુજ રાહમાં ખલલના કાંટા,
લાવેછ મુજ ઝુપડીપર કીનાની ધાડ.— ૫
પીઠ પાછલ મુજને કરે છે જખમ,
કરેછ મુજ ખામીની રાઇનો પહાડ.— ૬
સત્તા ને દોલતની મારીને ફુક,
આશાની કીશ્તીને કરેછ બરબાદ.— ૭
દે તેમની સામે પનાહની કુંમક,
ઉંધી વાળ તેમની કુલ માઠી મોરાદ.— ૮
બદ તેમની ધારણામાં પશેમાન કર,
મજલુમને † દે જાલમ સામે તાકાત.— ૯
છોડવ રાહનાં ઘરણથી ખુરશેદ,
દાદનાં દૌવતથી ફના કર બેદાદ.—૧૦



† મજલુમ એટલે જુલમ પામેલો.

## ૧૧

રગડ બેલાશક તુંજ કદમ નીચે,
(પણ) રગડ ના આદમના હોકમ નીચે.—૧
રહેવશ તુંજ નજદીક નીચો, ઓ ખોદા !
નીચો ના રાખ લોકની શરમ નીચે.—૨
સદકે છે જાન તારા સુખન ઉપર,
હીણો ના રાખ કોઈના સુખન નીચે.—૩
જખ્મી કર ગુસ્સાથી મુજ તન ને જાન,
રીબાવ ના સંસારના જખમ નીચે—૪
રહેવશ તુંજ ધરમની જુસરીમાં ખુશ,
ગભરાવ ના માનવીનાં કરમ નીચે.—૫
સજા મુજ ગુનાહની કર ચાહે તેવી,
ખુલ્લો ના કર શતરૂ ચશમ નીચે.—૬
રાજી છું ખમવા તુંજ ટીકાના તીર,
શીકાર ના કર કપટી કલમ નીચે.—૭
માગીશ ભીખ તુંજ દરગેહ ટુકડા માટે,
ગરજાઉ ના રાખ નીચનાં હેસાન નીચે.—૮
જોય છે ભરમ સારી જગનો ખુરશેદ,
(પણ) ગાફેલ છે તે તારા ભરમ નીચે.—૯

—:ooo:—

## ૧૨

આ સર તારી ખોદાઇને ભોગમાં આપું છ,
આ કલમ તુંજ વખાણની હારમાં કાપું છ.—૧
દર કદમે જોઉં છ તારી મોટાઈ, ખોદા !
બહુ ગાફેલ બનું છ, રાહ જેમ આગલ માપું છ—૨
કેહ, કેમ મેળવું હું તારી મોહબતનો હાથ ?
એક ડગ ભરતાં થાકી હડખા સમ હાંકું છ.—૩
ઘોર પાપો છતાં તારી રહેમત પામી,
આ સીહા મોહડું શરમના હાથે ઢાંકું છ.—૪
તુંજ સજાના તીરથી ડરૂછ જોકે બહુ,
તોય દીલની ઉમેદ તારી રહેમને સોકું છ.—૫
નહી સુઝતું શું માંગું, શું કહું, શું લખું,
સઉ માંગવું નાકેસ; હું તો તુનેજ માંગું છ.—૬
નહી જોતો તુંજ લાયક સુખન કે સીફત,
બસ "નાચાર પાયે" તારે પાયે લાગું છ.—૭
તેં ચઢાવ્યોછ ખુરશેદને આસમાનને તખ્ત,
પણ હેસાનથી સર તો પાતાલમાં નાખું છ.—૮

——:oOo:——

## ૧૩

તેં ચાહયો તો મુજને ધીક્કારનાર છે કોણ ?
તેં સાહયો તો મુજને છુટાવનાર છે કોણ ?—૧
તું ખસેડશે ઇંચ તો લોક સો કોસ, ખોદા !
તેં રાખ્યો ત્યાંથી મુજને કહાડનાર છે કોણ ?—૨

તું મારશે એક આંગળી તો લોકો ધક્કા,
તું લે પનાહ અંદર તો મારનાર છે કોણ?—૩
તું ફેરવશે નજર તો રૂઠશે દુન્યા,
તેં હોલવ્યો તો મુજને બાલનાર છે કોણ?—૪
તું તોડશે એક બાલ તો લોકો માંસ ને ચામ,
તેં પાલ્યો તો મુજને નીવારનાર છે કોણ?—૫
તું કેહશે મુરખ તો જાતભાઇઓ શેતાન,
તેં નવાજ્યો તો મુજને હીણુનાર છે કોણ?—૬
તું મારશે ફુક તો પડશે પાતાલ અંદર,
તેં સ્થાપ્યો તો ખુરશેદને પાડનાર છે કોણ?—૭

——:o;——

## ૧૪

ઘાણીથી બલદને છોડવ, ખોદા,
તંગીથી મરદને છોડવ, ખોદા.—૧
પાંખો છતાં ખોહે છે ઉડવાનું બલ,
પીંજરાંથી પોપટને છોડવ, ખોદા.—૨
થયું છ આ દર્દીથી દરદ બેજાર,
દર્દીથી દરદને છોડવ! ખોદા.—૩
જંગલમાં જઈ ભોગવે બાપીકું રાજ,
જંજીરથી અસદને* છોડવ, ખોદા—૪
કરી દઈ જે તે સરજતનો નીકાલ,
સોસનાથી ઉમેદને છોડવ, ખોદા.—૫

---

* અસદ એટલે સીંહ.

પહોંચાડી વતનીને પ્યારે વતન,
બેવતન સરહદથી છોડવ, ખોદા.—૬
દુન્યા કાજ કરેછ દીનદારીનું ખુન,
લાલચથી ભગતને છોડવ, ખોદા.—૭
મેલાપની આશામાં કરેછ જીંદગી ધુલ,
જુદાઈથી આશકને છોડવ ખોદા.—૮
બલેછ એ બનાવથી ધરમચુસ્ત લોક,
ઘરણથી ખુરશેદને છોડવ, ખોદા.—૯



## ૧૫

આ મરતાં તનને પેલા જાન સાથ મેલવ,
આ ડુબતાને ઉમેદનાં વહાણુ સાથ મેલવ.—૧
આરામને ધીકારી પોકારેછ પેહલવાન,
રબ! પ્યારાં મારાં જંગ મેદાન સાથ મેલવ.—૨
સોનેરી પીંજરે બેહું બોલેછ બુલબુલ,
રે! ભાંજી પીંજરૂં ગુલેસતાન ‡ સાથ મેલવ.—૩
છે દીલપર તો તાજા હાદેસાના ઘા,
પણ બોલેછ ઈરાની, ઈરાન સાથ મેલવ.—૪
જે ચમનમાં રહી ખાય છે આઇતું માંશ,
તે સીંહ બચ્ચો કહેછ, બીઆબાન સાથ મેલવ.—૫
છે બેહેશતની પરી તેની આયા તો શું?
પણ બાલકને મા મેહેરબાન સાથ મેલવ.—૬

‡ ગુલેસ્તાન એટલે બાગ.

સપડાયલું દુનીઆઇ ફાંદે રૂહ પાકીજેહ,
એજ આરજુ રાખેછ, ગુરોસમાન સાથ મેલવ.—૭
આ ધરતી જે ધ્રુજેલી પાપે, તે ચાહેછ,
કે કયામતથી મને આસમાન સાથ મેલવ.—૮
આશ દુનીઆથી છોડી એજ માગેછ ખુરશેદ,
મીનોઇમાં તેડી નયાગાન સાથ મેલવ.—૯

——:o:——

૧૬

દાદાર ! આ દુખ્યારો દહાડો ફેરવ,
મંજલ વચ્ચે નડતા પહાડો ફેરવ.—૧
માનીને દાદગર, ગુજારૂંછ અપીલ,
નસીબનો સખત ચુકાડો ફેરવ.—૨
રૂઠી આલમ લેછે ભર ચકલે નાક,
મદદગાર થઇ એ તકાદો ફેરવ.—૩
બગડેલ છું હું: મુજ નસીબ કામો પણ,
કરી સઉ સાફ, એ બગાડો ફેરવ.—૪
ના કર વધુ તમાશાનો વાંદર,
હાંકવાને એબ આ અખાડો ફેરવ.—૫
ધુમસથી કાલી છે ઉમેદની બામ,*
ખુરશેદને ઉગવી ધુમાડો ફેરવ.—૬



* બામ એટલે બામદાદ.

૧૭

તેં પાડયો તો હું ફરી ઉઠનાર નથી,
તેં માર્યો તે ઘા કદી રૂઝનાર નથી.—૧
તેં ઘેરયો તો રખડીને મારવા સીવાય,
ખોદા ! બીજો રસ્તો કોઈ સુઝનાર નથી.—૨
હોતે તોક ફોલાદી તો છુટી શકત,
તુંજ સુતરે બાંધેલ હું છુટનાર નથી.—૩
તેં રાખ્યો ત્યાંવેર હતો હું સુરખરૂ,
તેં તજ્યો તો ફરી હું સજનાર નથી.—૪
તેં કહાડયો જો તારી પનાહથી બાહેર,
જગમાં કેથે હરગેજ હું ઠરનાર નથી.—૫
એ સઉ જાણુયા જોયા છતાં ખુરશેદ,
તુંજ માફીની આશ કદી મુકનાર નથી.—૬



૧૮

કીધાછ બહુ ગુનાહ—ખોદા માફ કર,
થયુંછ દેલ તબાહ--ખોદા સાફ કર.—૧
તજી દીન મોહબત–ધરી "દુન"× સોહબત,
બન્યો છેક બેરાહ—ખોદા ખેર કર.—૨
છું પાપમાં ગરક—ને પુણથી અલગ,
જુએછ તુંજ નેગાહ—ખોદા મેહર કર.—૩

× દુન એટલે દુન્યા.

બહુ મુજવેછ નફ્સ-નહી તાબે હવસ,
છું અંધો ગુમરાહુ-ખોદા હાથ ધર.—૪
નીત તોડું છ કરાર-દેહશતથી બેજાર,
નહી રૂહ સાથ સલાહુ-ખોદા શાદ કર.—પ
ચુપ રહુંછ હવે-જીભ દીન રાત લવે,
તોબાહ રે તોબાહુ-ખોદા દરગુજર.—૬
હું કરતો જારી-છું આવ્યો હારી,
તુંજ શોધતો પનાહુ-ખોદા રહેમ નજર.—૭



૧૯

કીરતાર! તારી યાદમાં-સર આ ખાકમાં નાખી,
પડયો છું હું બંદો-ઉમેદ સન્મુખ રાખી.—૧
મુખ મુજ કાળું થયુંછ-પાપોના ધુંવાથી,
બતી જીંદગીની-થઇ ગઇ છે છેક ઝાંખી.—૨
ફાની આ સફરમાં-રાહ હું ભુલેલો છું,
લેહજત નેક મજહબની-હજુ નથી ચાખી.—૩
જંગલી છું હેવાનથી-જો કે હું ઈન્સાન છું,
બાહેરથી જરરીન ચીજ-પણ ભીતરમાં લાખી.—૪
માફીપર ટકાવ મુજ-માફ કર, અય મેહરબાન!
પાપો મુજ ભયંકર-દયાથી કુલ સાંખી,—પ

તું'થી શું નીરાશ જાય-આ કમીનો નફર ?
પાલે તું હાથી મસ-તેમજ ઝીણી માખી.—૬
નાચાર ને નીરાધાર-બંદા તુંજ ખુરશેદને,
દે તોફીક, મેલવે તે-પાકી ને વાખવાખી.—૭



## ૨૦

રબ ! બદી હું બંદાની તામોસ કર,
યાદ પાપો મારાંની ફરામોસ કર.—૧
મુજ બુરાઈ ને એબોનું કરતાં બયાન,
તુંજ ઈન્સાફની જુબાનને ખામોશ કર.—૨
ના થાવા દે ઈન્સાફની બીકે બેહોશ,
પણ દયાની ઉમેદે બાહોશ કર.—૩
તું થાયો છે નાખોશ મુજ સરકશીથી,
પણ બક્શેશથી તારી મને ખોશ કર.—૪
જો ચાહે નહી તું મુજપર નજર કરવા,
ખેર, સુનવા મુજ કહાણી જરા ગોશ † કર.—૫
કહે ખુરશેદ, ધીક્કાર ના ગુનેહગાર ગણી,
પણ દુખ્યારો જોઈ મુજપર અફસોસ કર.—૬



† ગોશ એટલે કાન.

## ૨૧

આ ભુખ્યાને, રબ ! એક નવાલે નવાજ,
આ દુખ્યાને નેક એકબાલે નવાજ.—૧
તુંજ મદદ બીન છે મુજ ઉમેદ નાઉમેદ,
તે ઉમેદને રહેમને હવાલે નવાજ.—૨
હું વીખરાઈને ભટકું છ જેમ સ્હનું ગોસ્પંદ,
તે ગોસ્પંદને ભલા ગોવાલે નવાજ.—૩
છું ઉમેદવાર ફક્ત તારા દીલાસાનો,
"તું કેમ છે ?" એ સાદા સવાલે નવાજ.—૪
હું રાહ ભુલી ભાંજું છું અંધારે પગ,
એક રાહબર રોશનીની મશાલે નવાજ.—૫
હું કાયનાત ને રીતભાતમાં છું નબળું બાલ,
તે બાલકને માદર મીસાલે નવાજ.—૬
એક નીરાધાર પંખી સમ ભોગવું છ તાપ ઠાર,
રે ! ઠરવા કાજ ઘાસને એક માલે નવા —૭
રોજ પાછો ફરૂં છ તુંજ દરગાહથી નીરાશ,
આજ માફી દઈ ખુરશેદની થાલે નવાજ.—૮



## ૨૨

આ પાપી ને દલીદર હાલત નવાજ,
બંદેનવાજ ! બંદાની હાજત નવાજ.—૧

તુંજ એબાદત લાયક નથી મુજ જબાન,
એ કમતર પણ મારી એબાદત નવાજ.—૨
આ જીંદગી થાયછ ખતમ જુદાઇથી તમામ,
તે આકીજેહ મેલાપથી મોહબત નવાજ.—૩
તુંજ આધાર બીન થાયછે મુજ હોરમતનો નાશ,
ઓ હોરમતના ખાવીંદ ! મુજ હોરમત નવાજ.—૪
છે સઆદતનાં* નુર બીન આજ ઝાંખો ખુરશેદ,
રે ! મેહરથી બખ્શી તેને સઆદત, નવાજ.—૫



## ૨૩

છે રસ્તો કાંટાલો, એક પગતી તું આપ,
તે પગતી પણ જીંનતને લગની તું આપ.–૧
નહી માગતો હું સુખ, નથી કહેતો દુખ કાપ,
રબ ! દુખ આપ, પણ ખમવાની શકતી તું આપ.–૨
જર જાહોજલાલી તું આપ યા ના આપ,
તુંજ નામ ને ધરમપર ભાવ ભકતી તું આપ.–૩
જો નેકબખ્તી મારીમાં નહી હોય તું ખુશ,
તો માંગીશ બેદેહશત, "કમબખ્તી તું આપ."–૪
આ છાતી નહી ચાહતી માન ખેતાબના ચાન,
તુંજ દીનનાં ઇમાનની એક તખ્તી તું આપ.–૫

* સઆદત એટલે નેકબખ્તી.

કર દુન્યામાં અલખામણો, રાજી થઈશ હું,
પણ પહેલાં તુંજ મોહબતની મસ્તી તું આપ.—૬
ખોહે ખુશીથી ખુરશેદ આ ફાની ધન માલ,
તુંજ દરગાહની ધુલની એક ચમટી તું આપ.—૭



## ૨૪

શા માટે કરેછ, રબ ! શીક્ષા ભારી ?
ચલાવશે કયાં તક પરીક્ષા મારી ?—૧
ખમવા તાકાત નથી મચ્છરનો ડંખ,
ખમાય કેમ શીક્ષા ડંખ તીક્ષા ભારી ?—૨
ખતમ કર તપાસ, દે છુટ્ટી હવે,
(છે) જીવ મારાની એજ અપેક્ષા ભારી.—૩
લાયક નહી હોઊં તો જીંદગીથી ઉઠાવ,
(યા) દયાથી નીભાવ, દઈ ભીક્ષા સારી.—૪
નહી ચાહતો દુન્યાની ઠાલી દોલત,
ચાહુંછ બસ મુક્તી કાજ દીક્ષા તારી.—૫
નુરનો જે ખુરશેદ તે પથ્થરનો થાય,
અગરજો તેવીજ હોય ઈચ્છા તારી.—૬

—:o:—

## ૨૫

લંબાઊંછ તુંજ દરગેહ હું ફર્યાદનો હાથ,
લંબાવ તું, ખોદા! મુજપર દાદનો હાથ.—૧
થશે એજ ઉપાયથી દુઃખો મુજ દુર,
ફેરવ મુજ સરપર આશીર્વાદનો હાથ.—૨
ઝાલી નહી શકતા રાજ કરતા બલવંત,
ઝાલી તુંજ શકશે મુંજ મોરાદનો હાથ.—૩
તૈયાર તું ઝાલવા હાથ રંકનો સદા,
માનવીતો ચાહેછ ઝાલવા આબાદનો હાથ.—૪
કેમ તે સંભાલે ગોસ્પંદનું ટોલું,
સંભાલે નહી જો તું ભરવાડનો હાથ.—૫
થાય પલમાં ખાક, જગમાં મોટો છતાં,
અગર છોડી દેય તું આફતાબનો હાથ.—૬

——:o:——

## ૨૬

ખોટા કાચ લઈ શુધ હીરા પાછા આપ,
બાયલા બદલ શુર વીરા પાછા આપ.—૧
લે આજના બેટા કમજોર ને બેદીન,
અસલ જાબુલી નબીરા પાછા આપ.—૨
લઈ લે ઉછાછલા ટચાકોની ફોજ,
થોડા પણ ગંભીર ધીરા પાછા આપ.—૩

ચાહતો હું નહીં ઠગ બેગટાઓની તપ,
લઈ તેઓને સાથે “કબીરા” પાછા આપ.-૪
દીપતા અગતીઆ પુરુષોને ખાસ,
સાદા રેશમના કીડા પાછા આપ.-૫



૨૭

ખોદા! તુંજ બખ્શેશને નાલાએક છું,
કાંકે સરતાપા ભુંડો ફાસેક ‡ છું.— ૧
તોય તારી બખ્શેશને હું લાયક છું,
કાંકે તું પીતા ને હું બાલક છું.— ૨
પીતાને લાયક છે કરવી બખ્શેશ,
બાલકને લાયક છે માંગવી બખ્શેશ.— ૩
બાલક પણ નબલો ને નાચાર હું છું,
નાચાર છું માટેજ ગુનેહગાર હું છું.— ૪
સબલાને ઘટે કે નાચારને ચાહે,
પીતાને ઘટે કે બાલકને સાહે.— ૫
પીતાને છોડી હું કોણ પાસે જાઉં?
સબલાને છોડી આશ કોણ પાસે ચાહું?— ૬
બખ્શો નહીં તું તો બખશનાર છે કોણ?
રક્ષે નહીં તું તો રક્ષણહાર છે કોણ?— ૭
બાલક જે હોય તે તો મસ્તીજ કરે,
પીતા તે તો કૃપા દ્રષ્ટીજ કરે.— ૮

‡ ફાસેક એટલે ગુનેહગાર.

મસ્તી છે બાલકનો બાપીકો હક,
કૃપા છે પીતાનો પવીત્ર લખ.— ૯
બંદો ભુંડો અગર નમન ચુકે,
(પણ) ખુરશેદ નહીં તેનાથી કીરણ ચુકે.—૧૦



## ૨૮

( ભઇરવ–પદ. )

"મયહું હઝારો જાનસે મઉલાકે નામપે શીદા"—એ રાહ.

રજુ છું બામદાદમાં, સેવામાં તારી જાનથી,
ચહું મોરાદ દીલની, તું પાક યજદાનથી.—૧
આ ઝાડ પહાડ જીવજંત, ઝરા હવા કુદરત કુલ,
જોઉંછું ગમખાર મસ્ત, ખોદાઇ ભક્તી ધ્યાનથી.—૨
બનું હું પાપી જો રહું, તુંજ મેહરબાનીથી ગાફેલ,
ચુકું જો ભકતી તારી તો, ઠરૂં કમી હેવાનથી.—૩
બખશ ગુનાહ ને દે પનાહ, દેખાડ રાહેરાસ્ત બસ,
વધાર સુખ સહુની સાથ, નવાજ ખાનપાનથી.—૪
છું મજદયસની તાબેદાર, સુદરેહ કુસ્તીના બંદ સાથ,
થવા ન દે તું વેગલો, એ દીનનાં ફરમાનથી.—૫
બચાવનાર બખ્શનાર, ગણું તને હું એકલો,
શોધું સરસ બીજો હું કોણ, રે તુંજ નેગેહબાનથી.—૬
બનાવ રોજ બખ્તાવર, ને સાલો માહ મુબારક,
બચાવ જાન તનને, બદી ગુનાહ ને જીઆનથી.—૭

જીવાડ નેકનામી સાથ, સુલેહ સંપ જ શાદી સાથ,
મલું સુરખરૂઈથી તુને, ગુજરી આ જેહાનથી.—૮
કીધી રોશન જેમ દુનીઆ, તેં ખુરશેદી તેજથી,
જીગર ને ઘરતું મુજનુંકર, રોશન મીનો ખજાનથી.—૯



## ૨૯

આશને દરવાજે પણ થયો નીરાશ,
આનંદનાં રાજમાં પણ રહયો ઉદાસ.—૧
સોમીઆની પાછલ પણ પડયો ભુલો,
સુલેહનાં ઘેરમાં પણ વેઠયો કંકાસ.—૨
અતર શીશીથી પણ સુંઘી દુરગંધ,
મીઠાસનાં ફલથી પણ ચાખયો કડવાસ.—૩
નફાનાં બાજારમાં પણ પામ્યો ખોટ,
ભલાઈને મંદીરે પણ જોઈ ભુંડાસ.—૪
મોહુબતનાં મોહુથી પણ સુન્યો ધીકાર,
નીરભયના ચોકમાં પણ દેખ્યો તરાસ.—૫
હારી એ રીતે સઘલાંથી ખુરશેદ,
રહેમના ખોદા ! અંતે આવયો તુંજ પાસ.—૬

——:ooo:——

## ૩૦

વાંઝીઆં આ ઝાડને ફુલ ફલથી સણગાર,
નબલાને તનમનનાં બલથી સણગાર.—૧

બાલે છે જોબન, બદ વાંઝ્યાપણું,
સુંદરીને બાલક દુધમલથી સણગાર.—૨

ફાટે છે ધરતીનું પેટ, ખમતાં તાપ,
તેને મેઘનાં મધુર જલથી સણગાર.—૩

હારેછ હીંમત લશ્કર શત્રુ સામે,
તેને બાહાદુર જેનરલથી સણગાર.—૪

પાલી વફાઈ મરવા સુતોછ આશક,
તેને દીલબરની બગલથી સણગાર.—૫

બનેછ બુઠી, મરદાનગીની શમશેર,
તેને મુદઈની કતલથી સણગાર.—૬

મુરખાનાં ગામમાં રહી કાબેલ જુરેછ,
તેને એલમી મંડલથી સણગાર.—૭

સઘલી ભરતી છતાં થાયછ દુખી જેહાન,
તેને ખુરશેદના અંમલથી સણગાર.—૮

## ૩૧

આશાનું કીરણ એક બાકાત નથી,
પગલું ઉઠાવવાની તાકાત નથી.—૧
ઉપાય અકસીર કર, ખોદાએ-જેહાન,
મુજમાં તે કરવા લીઆકાત નથી.—૨
બખશ કંઈ પુરસત ને ફરાગતી,
(જો) દીસેછ ઉપાય તો ફરાગાત નથી.—૩
ગરક છું સરતાપા દુખ મેલાપમાં,
સબબ તુંજ ભકતી મુલાકાત નથી.—૪
બનીછ આ જીંદગી એક ભેદ તલેસમ,
જગમાં તેવો કોઈ તલેસ્માત નથી.—૫
જાણેછ તું વધુ મુજ બોલવા કરતાં,
સુખન મારામાં શરાહુગાત નથી.—૬
નામે છું ખુરશેદ, પણ વજુદ અંદર,
રોશની શકતીનો એક ચલકાટ નથી.—૭

# ભાગ ૨ જો.

—:০◇০:—

## જીવ શિક્ષા રૂપી વચનો.



૧

ના રેહ જગથી ગાફેલ-જરા બોધ લે ઈન્સાન !
ના થા જીતી જાહેલ-જરા બોધ લે ઈન્સાન !—૧
છે આ જગ બેવફા-નથી રસ્તો સફા,
છોડ ધરપજ ને ધાંધલ-જરા બોધ લે ઈન્સાન !—૨
જ્યાંબી જોઈએ ત્યાં ભેદ-કાવાદાવા ને પેચ,
વધ સંભાલી આગલ-જરા બોધ લે ઈન્સાન !—૩
છે શત્રુઓ પુઠે-જમડો જીવડા લુટે,
રેહ જોતો પીઠ પાછલ-જરા બોધ લે ઈન્સાન !—૪
ચાલે જબરાનું રાજ-થાય નબલા તે તારાજ,
ઊઘાડ આંખ ને અકલ-જરા બોધ લે ઈન્સાન !—૫
પડે ઈનસાફ નીચે-ચઢે મતલબ ઊંચે,
ખોલી કાન ને સાંભલ-જરા બોધ લે ઈન્સાન !—૬
છે આ સંસાર આડો-અને વેહેવાર ગાંડો,
છોડ બેઢંગું મંડલ-જરા બોધ લે ઈન્સાન !—૭
છે ટોટાના સોદા-ડગલે પગલે ગોદા,
શું તું કરશે હાંસલ-જરા બોધ લે ઈન્સાન !—૮

છે બદકારીનો દોર-ફાવે હંકાર ને તોર,
રાખ તું નેકી ફાજલ-જરા બોધ લે ઈન્સાન !—૯
સર્વે સુખના રસ્તા-થાયા આંધા ખસ્તા,
રેહુ ભકતીમાં દાખલ-જરા બોધ લે ઈન્સાન !—૧૦
છે પુલોમાં કાંટા-ને દોસ્તીમાં આંટા,
રાખ ફરેશ્તો મવકલ-જરા બોધ લે ઈન્સાન !—૧૧
જો અસ્તોદય ખુરશેદ-રાખ ખોદાપર ઉમેદ,
ધર સબર ને તવકલ-જરા બોધ લે ઈન્સાન !—૧૨



## ૨

ફરેશતાઈ તે દીલ, જે બીજાં દીલ કાજે,
ધરાવે દીલસોજી દયા ને દાઝ;—૧
અને જે પડતાંનો ટેકો સાબેત,
જખમીપર મલમ, ને ડુબતાંનું ઝાજ;—૨
નીરાધારનો આધાર, નાચીજની ચીજ,
તરસ્યાંનું જલ, ને ભુખ્યાંની ખાજ;—૩
ખોહે આપ લાભો પરલાભને ખાતર,
ખમે દુખ જેથી, ધરે તેથી લાજ;—૪
બલે, રંક રક્ષણમાં નીષફલ થતાં,
સાંખે મુફલેસોના ધાસા ને નાજ;—૫
માને મોજ ગરીબની ગમત અંદર,
વરસે બીન માગવે, પણ કરે નહીં ગાજ.—૬

હોય જેની છાતીમાં એ દીલ ગોહુર,
મુફલેસ છતાં તેને ગણજો માહારાજ.—૭
હોય જેનાં દીલમાં એ નેકીનું નુર,
માથે તેને જાણજો ખુરશેદી તાજ.—૮



૩

એબ્લીસ તે દીલ, જે દેખી દીલ તબાહ,
માને મગરૂરી, મસ્તાની, મજાહ;—૧
સુને નહી દુખીનો જલતો પોકાર,
રડતાંની આંખપર નહી કરે નેગાહ;—૨
લીએ જે સીંહ કાજે બકરાંના ભોગ,
ખોટે તો ઉખેડી કરે ફના;—૩
પડયાં પર મારે પાટુ બેદરેગ,
હંમેશાં રહે અદેખું કીનેખાહ;—૪
રંકની નાચારીપર હસી પુલે,
આશ્રીતપર ચલાવે જુલ્મી સત્તા;—૫
અર્ધી દઈ માંગે રૂપ્યાનું હેસાન,
મારે ટકકોરાના વેરમાં ગોલા;—૬
હોય જેની છાતીમાં એ દીલ કાતેલ,
માનવી નહી તે, તે તો ઝેરી અજદા.—૭
ઘરણથી જેમ ખુરશેદ રોશની છુપે,
પામે તેમ એ દીલથી જીંદગી જફા.—૮



૪

જીવ ગયો કે પછી દુન્યાએ-દુન,
જોઈ લેવી વગર અરથનું એક સુન.—૧
જીવનો નુકતો રાખેછ આવાજ ને અર્થ,
ભુસરાયો નુકતો કે નકામી "નુન."†—૨
રજ સમાન છે ત્યાં દોલત ને દમામ,
મુલ પામેછ ફકત ત્યાં ભલાઈ ને પુણ.—૩
જાન ગયો કે સર્વે ઈન્સાન એકસાન,
નહી ચાલતો ત્યાં રંક ને રાયનો કાનુન.—૪
ફરક ત્યાં રહેછ ફકત કર્તુકોનો,
પુણવાન તે મોટો, ને પાપી જબુન.—૫
મુલ પામેછ ત્યાં ધર્મ, ભકતી, નેકી,
ધીકરાયછે જુઠાઈ જુલમ ને ઝનુન.—૬
છે સર્વે એ અંતને આધીન બેશક,
છટકે નહી કારૂન, હારૂન, અફલાતુન.—૭
છે આધીન એને શાહુજાદી પરી,
તાજવર હોમાય ને દીનદાર કેતાયુન.—૮
છે આધીન એને સઉ જાત ને ધરમ,
હીંદુનો વીક્રમ, ઈસ્લામ હોમાયુન.—૯

† "નુન" એક મીડાં સાથનો ફારસી અક્ષર છે.

ઘસડે છે એતીથી મીનો તરફ,
ઈન્સાનનાં રવાનને જમની જેહુન.‡—૧૦
ઉગ્યું તે આથમવા કાજ, એ સત માન,
આપેછ એ ધડો ખુરશેદ બીન-સખુન.—૧૧

——:o:——

૫

આશ છોડી માણુસથી, ખોદાપર બાંધ,
મેલવશે બહુ, પ્રથમ થોડાંપર બાંધ.—૧
જીંદગી કર પાસ, રહી બે પગપર સવાર,
આધાર ના ચોપગા ઘોડાપર બાંધ.—૨
તરાય તો તર જાતે, યા મુગો ડુબ,
બચવાની આશ ના "ભેંસ પુછડાં"પર બાંધ.—૩
શુકર કર, જીવવા કાજ ખાઈને થુલું,
નજર ના તંગદીલના મેંદાપર બાંધ.—૪
મુસ્તાક રેહ સ્વતંત્ર મજુરીપર,
લોભ ના ગોલામ કરનાર ઓધાપર બાંધ.—૫
મગરૂર દીલદારથી ઉઠાવી લે દીલ,
દીનદાર ને દીલસુઝ તે દીલખાહપર બાંધ.—૬
ચાહતો હોય રોશની તો ખુરશેદ વીનવ,
ઉમેદ ના ચંદરના ઓલાપર બાંધ.—૭



‡ જેહુન એક નદીનું નામ છે.

૬

ખોદાની મેહર છે સઘલી તરફ,
કુદરતની લેહર છે સઘલી તરફ.—૧
ન કોઈ જગ ખાલી, ન વગ બાકી,
માફી ને ખેર છે સઘલી તરફ.—૨
શું દરયા કે પહાડ, શું જંગલ રાન,
પ્રાણીનાં ઘેર છે સઘલી તરફ.—૩
સંકટનાં પ્યાલાં ઝેરી મધે,
સુખ અમૃત સેર છે સઘલી તરફ.—૪
અગ્ની, સોસનાં ને તૃષ્ણા સામે,
બચાવની નેહર છે સઘલી તરફ.—૫
સરગરદાની ને સંકટ પાછલ,
આશ્રાની ઠેર છે સઘલી તરફ.—૬
નીરાશીના તે બંધ ગુફામાં,
આશનું ઉજેર છે સઘલી તરફ—૭
જુદાઈનાં જાલમ વેરાન પુઠે,
મેલાપનાં શેહર છે સઘલી તરફ.—૮
અભાગની સીહા રાતને છેડે,
ખુરશેદની ફેર છે સઘલી તરફ.—૯



૭

પુર્સતના દહાડા ગફ્લતમાં ગયા,
સુખવાસી દાહેકા ફ્રોકટમાં ગયા.—૧
નહી પલાયો ધર્મ, નહી થઇ કંઇ ભલાઈ,
અફ્સોસ ! કંકાસ ને પુર્કતમાં † ગયા—૨
નહી ભોગવાઇ બર્કત–શી બુરી સરજત !
દીલ હાય મારી કહેઃ હર્કતમાં ગયા—૩
નહી થઈ કંઈ ભકતી– નહી કુદરત અભ્યાસ,
હેફ કે ખટરાગ ને ખટપટમાં ગયા !—૪
નહી ચાખ્યો રસ વસંત જીંદગીનો,
રંગ તે વસંતના કયામતમાં ગયા.—૫
નહી બુજી કદર શુભ સંજોગોની,
પામશે શું રડી ?–મુફતમાં ગયા.—૬
છે દીન પાંચ બાકી–લઈ લે "ખુર" લાભ,
નહી તો જાણ્, તેણી લ્યાનતમાં ગયા.—૭

૮

તરસથી મર; નાતરસ પાસ ના માગ,
જીવવાનો બુક નામરદ પાસ ના માગ.—૧
ગરજની અઘડી વેઠ સબુરીથી,
રંજમાં મદદ બેગરજ પાસ ના માગ.—૨

† ફુરકત એટલે જુદાઇ.

પડી દુખ ખાટલે, કાઢ રીબી વખત,
દવાનો ગોટ બેદરદ પાસ ના માગ.—૩
ફાટવા દે અન્યાયથી ઉમેદનું દીલ,
હક ને ઇન્સાફ બેકદર પાસ ના માગ.—૪
જીંદગી કર ખતમ, બલી પતંગ સમ,
મોહબતનો કોલ તું બેગમ પાસ ના માગ.—૫
બેહુતર કે અથડે ખોટા ખ્યાલમાં લોક,
અપમાન બદલો બેશરમ પાસ ના માગ.—૬
વરસાવ તું નુર સઉપર સરખું, ખુરશેદ,
નમાજનો હક બેમજહબ પાસ ના માગ.—૭



૬

બેરહેમ આ દુન્યાનું મોહડું નીવાર,
સુખ તને મલશે કીરતારને દવાર—૧
નચીંતાઈ ફોકટ આ જગમાં ના શોધ,
પામશે બસ અજલને દમ્મે કરાર.—૨
ઈન્સાફની આશા ના માનવીથી રાખ,
ચોખ્ખો તે મલશે દાદારની દરબાર.—૩
શકતી ને સાથીપર રેહ ના નચીંત,
રાખ ફકત ખોદાની મેહર. પર મદાર.—૪
સ્નેહી ને સગાં શાનાં ને કોનાં?
મતલબનાં સાથી, સઉ જરનાં દીલદાર—૫

છે આ ઉતારાનું ઉસ્યાલું ઠામ,
મીનોઈમાં જાણ તારૂં ખરૂં ઘરબાર.—૬
અપાય તેમ આપ નુરની બખશેશ ખુરશેદ,
ન રાખવે ભજન પુજનની દરકાર—૭



૧૦

વખત તો ફર્યો પણ ઇન્સાનની,
વીચાર તો ફર્યા પણ ઈમાનની.—૧
જઈ અસલી જાદુ, વીદયા જાદુ થઈ,
પૃથ્વી તો ફરી પણ આસ્માનની.—૨
ચાલ્યો છે સ્વાર્થ ને નાસ્તીકનો દોર,
આંખ તો ફરી પણ ધરમ ધ્યાનની.—૩
બદલાઇ ગઈ કુલ ચીજની હાલત ને હદ,
કોઠાં તો ફર્યાં પણ ગુણ શાણની.—૪
લીધા માનવીઓએ જીનના અવતાર,
ઈન્સાન તો ફર્યાં પણ હેવાનની.—૫
બદલાઈ રેવાજો ને નીકલી ફેશન,
મુર્ખાં તો ફર્યાં પણ વીદવાનની.—૬
પગભર થઈ વફાની જગે જફા,
સ્નેહી તો ફર્યાં પણ દીલજાનની.—૭
કયામત જે કહેવાય છે તે શું છે એજ?
અહુ તો ફર્યા પણ ખુરશેદ ચાનની!—૮



૧૧

દીલ રાખ તું મોટું જેમ અણુહદ દરીઆવ,
દલદેસરી દુખ તેને તલ્યે સમાવ.—૧
અપમાનો, આફતો, ઈજા, અસુખ,
સોસી સબુરીથી, કર ત્યાં જમાવ.—૨
ખડખડ ના તે માટે, કર ના તાણતોડ,
ખામોશ રહી સઉ તેનાં પેટમાં હોમાવ.—૩
રેહુ રાજી ખુશી જે પડે તેપર,
બોજા સરપર, ફટકા પીઠપર, ઉઠાવ.—૪
ઉભરાઈ નદી પેરે, સ્હેજમાં ના ફાટ,
ધર દરીયા પેરે ગંભીરતા ઠરાવ.—૫
બેસબર થઈ, છોડી રબનો એતબાર,
ગેતી કાજ મીનોઇના લાભ ના ગુમાવ.—૬
કોહવા દે ગમથી તું પેટ ગમે તેમ,
સપાટી ઉપરનો શાંત રાખ દેખાવ.—૭
માણુસાઈજ નહી, એ ફરેશ્તાઈ છે,
એમાંજ છે દુણી જીંદગીનો ટકાવ.—૮
હેરત થઈ કરશે ખુરશેદ આફરીન,
સાથે મદદના કીરણુનો છંટકાવ.—૯



૧૨

નહી જેનો કોઈ તેનો ખોદા વાલી,
જંગલની ઝાડીનો ખોદા માલી.—૧
હીણાને પણ હોય છે જગમાં ચાહનાર,
ચંદ્રથી ચહવાય છે રાત્રી કાળી.—૨
ખાલી તે ખાલીજ નહી રહેતું સદા,
લીલાણથી ભરાય છે જગ ખાલી.—૩
પાનખરથી ધુજ ના, ઓ પુરા ઝાડ!
વસંતમાં પીલવાશે ગુકકી ડહાલી.—૪
એક વાર પણ જોશે તું જગમાં ભલાઈ,
સગનમાં વપરાશે કોઈ દી થાલી.—૫
ખેર, નથી માલીમાં ખરીદદાર તો,
ખોદાથી પામશે તુંજ આશા બહાલી.—૬
વેરાનમાં પણ વસેછ ખોદાની મેહેર,
ખ્યાલમાં પણ મેલવેછે મજાહ ખ્યાલી.—૭
દુખની સીહાઈમાં પણ પ્રકાશશે સુખ,
ગારમાં જેમ પહોંચેછ ખુરશેદની લાલી.—૮



૧૩

ચાહે તું કે દુખના હુમલાથી બચે,
તો રેહ આ નસીહતના કીલ્લા વચે:—૧

સચ્ચાઈનો પલ્લવ તું હરગેજ ના મેલ,
ખેલે તો બસ બાજી ભલાઈની ખેલ.—૨
સંતોષને કર તું જીગરનો સાથી,
બની રેહ સદા ધરમનો નાતી.—૩
ઉસ્યાલા ટુકડાથી રેહ દુર સો ડગ,
ગાડીથી ગણ બેહતર જાતીકા પગ.—૪
ઠેરાવનો કીલ્લો તું પથ્થરનો બાંધ,
તુટેલી હાલતને હેકમતથી સાંધ.—૫
હીંમતને કર તું બચાવનું હથ્યાર,
નસીબના ડંખપર રેહ શુકરગુજાર.—૬
નીંદકની નીંદાને પગ તલે ચાંપ,
પાછલ નાખ ભુકતાં, ને રાહ આગલ માપ.—૭
સંકટનો બોજ મોટાં મનથી ઉઠાવ,
દુખોના જખમ ભકતીથી રૂઝાવ.—૮
આલમને આપતો રેહ ફાયદા ખુરશેદ,
નહી રાખતાં તેમનાથી ન્યાએગની ઉમેદ.—૯



## ૧૪

શકતી છે એટલી આ ફલક* અંદર,
આફત ઉલટાવે એક પલક અંદર.—૧

* ફલક એટલે આસમાન, આકાશ.

બન્યા છે દાખલા હજારો હજાર,
કુદરત અંદર ને આ ખલક અંદર.—૨
અંધકારના ઓરડા થાયછ રોશનીના હાલ,
રહેછ વલી અંધકાર ઝલક અંદર.—૩
દેખીતો દુખી, પણ સુખી છે તે,
રબ જેનાં દીલ અને હલક અંદર.—૪
રબ તું રટે તો મલકથી† ચઢે,
રૂપ તારૂં ફેરવાઇ જાય મલક† અંદર.—૫
ફોકટ ના ફાયદો શોધ જડ જથામાં,
ગુણ ગેબી છે કતરા અરક અંદર.—૬
ઝટ વારમાં પ્રકાશશે પાછો ખુરશેદ,
નડશે ધરણ કયાં તક, ઝમક અંદર ?—૭



## ૧૫

એક દીપકમાં કીરણ હજારો હજાર,
એક ટીપાંમાં જીવજંત હજારો હજાર.—૧
રે રબ ! તુંજ પેદાશનો શું કાહું શુમાર ?
એક રેતીમાં રજકણ હજારો હજાર.—૨
તુંજ નાચીજ પેદાશમાં હું જોઉં છ મોટી જગ,
એક જીવડામાં ચીતવન હજારો હજાર.—૩

† મલક એટલે ફરેશતો.

તુંજ નાચીજ પેદાશમાં પણ મોટી મજાહ,
એક રૂવાંમાં ગુંથણ હજારો હજાર.—૪
તુંજ નાચીજ પેદાશમાં પણ મોટી કલા,
એક લેહકીમાં નાચણ હજારો હજાર.—૫
છે નાચીજ જે પેદાશ તેજ મોટીનું મુલ,
એક બીઆંમાં ઉત્પન હજારો હજાર.—૬
બહુ નાચીજ ચીજો મલી બન્યોછ ખુરશેદ,
એ ચીજ સઉથી બલવંત હજારો હજાર.—૭



## ૧૬

ગુલરૂખની ખુબી શું જાણે અપંગ ?
બેહરાને કેમ રીઝવે સારંગી ચંગ ?—૧
દર્દીની કદર શું બુજે બેદર્દ
ઘામટ કેમ પીછાણે ગમાર ને ગંગ ?—૨
બુબખ મન કાગડો ને કોયલ એકજ,
કાચગર શું પીછાણે ઘવેર ને નંગ ?—૩
નકટો* શું જાણે ગુલ†ગુલમોહરનો ફેર ?
જંગલી કેમ વર્ણવે હીરા ને સંગ ?‡—૪

*નકટો એટલે સુંઘવાની શકતી વગરનો, અહીં સમજવો.

† ગુલ એટલે ફુલ.

‡ સંગ એટલે પથર.

ખુનરેજ કેમ માને સુલેહમાં સવાબ?
આયલો શું વખાણે શમ્શીર ને જંગ?—૫
નચીંત શું બુજે ચીંતાતુરનો હાલ?
બેગમ શું ગાએ મોહબતબાજ પતંગ?—૬
ઘુવડ કેમ ઇચ્છે ખુરશેદનો ઉદય?
નેકને કેમ નીભાવે દુન્યા દોરંગ?—૭



## ૧૭

શું આવ્યો વખત આ ઉંધો અવર!
નહી ધરમનો ધાક—નહી ખોદાનો ડર.—૧
નહી નીતીનો પ્યાર—નહી ભલાઇની હોંસ,
નહી સુખમાં શુકર—નહી દુખમાં સબર.—૨
નહી વડીલનું માન—નહી બુઢાંનો ટેક,
નહી રંકની દયા—નહી ગુણની કદર.—૩
નહી પાપનો ધીક્કાર—નહી પુણ્યની પ્રીત,
નહી નારીમાં લાજ—નહી નરમાં વક્કર.—૪
નહી મનમાં સફાઈ—નહી દીલમાં ઈમાન,
નહી રીતમાં અદબ—નહી સાચપર નજર.—૫
નહી ખાણામાં રસ—નહી ધંધામાં કસ,
નહી કેમતમાં જશ—નહી ખીસામાં જર.—૬

નહી દોસ્તમાં વફા—નહી બેગમમાં ગમ,
નહી વ્હેવારમાં ન્યાય—નહી હૈયાંમાં "હુર"—૭
નહી ભકતીનો ભાવ-નહી ખુરશેદની ન્યાએશ,
નહી ફૂલમાં લેહુજત--નહી શીપમાં ગોહુર.—૮

——:o:——

## ૧૮

લોભ છોડ કે થશે તું મનનો રાજા,
વેર તજ કે વાગશે તુંજ જયનાં વાજાં.
નેકી ધર, થાશે તું ખોદાનો દોસ્ત,
ઇમાન રાખ, ફલશે તુંજ દીલની આશા.
ગરવ છાંડ, તુંજ આબાદીના કીઆરા,
રહેશે સદા ફલતા ખીલતા તાજા.
મોજ મુક કે રહેશે આત્મા તારો ખુશ,
અને સાંધા તુંજ બદનના સાહાજા.
મોટાઇ મેલ, બચશે તું દુશમનીથી,
ધોકા દુન્યાના ન જોશે ઝાઝાં.
બદી છોડ, થાશે તુંજ જીવતર સફલ,
મતલબ તજ, ખમવા નહી પડશે ધાસા.
હસદ છોડ, પામશે તું આલમનો ચાહ,
ઉડશે ખુરશેદ તક તુંજ નામની ધજા.

—o-o-o-o-o-o-o—

૧૯

બસ, ગરીબી ગુજાર તું ગમ ખાઇને,
દુખ ઉઠાવ તેનાં, કડવો દમ ખાઈને.
છે એમાંબી મોટાઇ ને મરદાનગી,
ફર સુરખરૂ, મલે તે કમ ખાઇને.
નહીં મલે તો મરવું ભુખ વેઠી લલું,
પણ ધીકારવો નીચ ટુકડો, સમ ખાઈને.
જો આવે રડવું તો રડ છુપો રબ પાસ,
પણ જાહેરમાં હસ આંખનાં નમ ખાઈને.
ના ખાતો હરામ, ખુરશેદ, જીવ જાય તો શું ?
તે લેશે પાછું, તુંને જમ ખાઈને !



૨૦

આશા છે માનવીની મોટી દોલત,
આશા છે ગરીબનાં ઘરની બર્કત.—૧
ખુશનુમા ચેહરાની રૂતુ વસંત,
ઝાડોને ખીલવીને કરે ફલવંત;—૨
તેમજ ગમ ખેજાનથી સુકાયલું જન,
આશાથી શાંત રાખી શકેછે મન.—૩

આશા છે જીંદગીના ખરા હાથ પગ,
આશા બીન ચાલે નહી કોશેશની રગ.—૪
આંખો વણ થાય જેમ નકામું માણસ,
દીપક વણ રહે જેમ અંધારૂ ફાનસ;—૫
આશા વણ ઉલટ તેમ અપંગ છે,
સંસારનાં ચીત્રમાં આશા રંગ છે.—૬
આશા એ ઉલટનું ખેંચાણ છે,
આશા આબાદીનું ચોગાન છે.—૭
આશાથી બને છે નહી કામનાં કામ,
આશાથી દીપે છે નહી નામનાં નામ.—૮
ખાલી નહી આશાથી હશે કોઈ દીલ,
આશા જ્યાં નહી તે તો દીલ સીહા કીલ.—૯
આશાનાં આકાશમાં ખુરશેદ ફરેછ,
આશાના દર્યામાં જીંદગી તરેછ.—૧૦



## ૨૧

દોરંગ દુન્યાના શું ઉંધા દેખાવ!
મોટાંની મંમત તે ગણાય ઠરાવ.—૧
ગરીબનો ઠરાવ તે ગણાય મંમત,
મતલબી લોકથી એ પામે સંમત.—૨

મોટાંની મુર્ખાઈ તે ગણાય ડહાપણ,
ગરીબનું ડહાપણ તે ગંણાય ખાપણ.—૩
મોટાંનું તર્કટ તે ગણાય કલા,
ગરીબની કલા તે ગણાય બલા.—૪
મોટાંની લુટફાંટ તે ગણાય છે હક,
ગરીબના હક તે ગણાય છે ના-હક.—૫
મોટાંની મગરૂરી ગણાય છે ટેક,
ગરીબનો ટેક તે ગણાય અવીવેક.—૬
મોટાંની જુઠાઈ ગણાય મંતકી,
ગરીબ મંતકી ગણાય તર્કટી.—૭
મોટાંનો ફાંટો તે ગણાય કાનુન,
ગરીબનો કાનુન તે ગણાય ઝનુન.—૮
મોટાંની અનીતી ગણાય મજાહ,
ગરીબની મજાહ હીણાય જાબજા.—૯
મોટાંની બકબક તે ગણાય ભાષણ,
ગરીબનું ભાષણ તે ગણાય ભુકણ.—૧૦
મોટાંનું કપટ તે ગણાય બરહક,
ગરીબનો ગુસ્સો તે ગણાય કપટ.—૧૧
મોટાંનો ટુકડો તે ગણાય સખાવત,
ગરીબ સખાવત ફીસ્યારી ફોકટ.—૧૨
મોટાંની હજામત ગણાય હુનર,
ગરીબનો હુંનર તે ધુલ ને ઢેફર.—૧૩

મોટાંનો અધરમ તે ગણાય ધરમ,
ગરીબનો ધરમ તે ગણાય કરમ.—૧૪
મોટાંની ફીસ્યારી ગણાય ફેશન,
ગરીબની ફેશન તે ગણાય વ્યસન.—૧૫
મોટાંનું ઉંધુ તે ગણાય સુંધું,
ગરીબનું સુધું તે ગણાય ઉંધું.—૧૬
મોટાંની ફીકર તે ગણાય સંકટ,
ગરીબનું સંકટ તે ગણાય હુમ્બગ.—૧૭
મોટાંને ઠેસ તે ગણાય અકસ્માત,
ગરીબ પગ ભાગે તે હસવા જોગ વાત.—૧૮
મોટાંનું હોય જે જે, તે તે વાહવાહ!
ગરીબનું છટ છટ ને તોબાહ તોબાહ!—૧૯
ઉગતા ખુરશેદને સઉ નમે ભણે,
નમતાને કોઈ નહી કશામાં ગણે.—૨૦



## ૨૨

આદમ છે નસીબના દગાથી બેજાર
મીત્રાઈ છે મીત્ર બેવફાથી બેજાર.—૧
અકલ જોકે ધરાવે છ દુખના એલાજ,
તોએ તે એલાહી કજાથી બેજાર.—૨

કીર્તી છે અમર, સુરખરૂ, ને સમર્થ,
તોએ તે શતરૂ અદેખાથી બેજાર.—૩
ઈન્સાફ છે લાલચથી ઘણી વાર આજેજ,
સચાઈ પણ વગજગ ને સતાથી બેજાર.—૪
એલમ તોડેછ વેહુમ ને અજ્ઞાનનો અમલ,
તોએ રહેછ અજમાશના હુમલાથી બેજાર.—૫
ધરમ જોકે કરેછ ઈનસાનનું તારણ,
તોએ તે તકરારના મારાથી બેજાર.—૬
સંજોગથી ફાવેછ બળવાનપર નીર્બળ,
ખુરશેદ છે રાહુના ઘેરાથી બેજાર.—૭



## ૨૩

કસાઈમાં દયા ને દાઝ કયાંથી હોય ?
વેશયામાં નીતી ને લાજ કયાંથી હોય ?—૧
ઘુવડમાં ના શોધ તું રાગ અને નાચ,
રાંડીમાં નખરાં ને નાજ કયાંથી હોય ?—૨
છકેલ મંડલમાં ના શોધ કદરદાન,
દરીઆમાં હોમા ને બાજ કયાંથી હોય ?—૩
તરવાની છોડ આશ, થા ડુબવા તૈયાર,
જમીનપર કીસ્તી ને ઝાઝ કયાંથી હોય ?—૪

કમનસીબ પારસી ! રાખ દીનપર મદાર,
વતનજ જયાં નહી ત્યાં રાજ કયાંથી હોય ?—૫
તાજ પહેલાં કર તું ખુદ સરની સંભાળ,
સરજ નહીં મળે તો તાજ કયાંથી હોય ?—૬
ભોગવ શ્યાલામાં દુખ હીમનું ખુરશેદ,
એ રૂતમાં વરસાદ ને ગાજ કયાંથી હોય ?—૭



## ૨૪

નસીબ એક હેવાનને આદમ કરેછ,
પૈસા એક ધામટને હાકમ કરેછ.—૧
મતલબ આ પીતલને સોનું કહેછ,
હેંકાર એક ન્યાઈને જાલમ કરેછ.—૨
"ગરજ આ ગધાને માટી" ગણે,
ખુશામદ અભણને આલેમ કહેછ.—૩
સણગાર દેય હબસણને પરીનું રૂપ,
ભપકો એક ભામટાને આલમ કરેછ.—૪
મુર્ખાથી છટેલ તે બનેં બેગમ,
મંમત એક કારૂનને હાતમ કરેછ.—૫
હસદખોર ગણાવે "રવી" ને રાહુ,
સંજોગ એવાં કૈતક માલમ કરેછ.—૬

## ૨૫

વધાઈ લો, દોસ્તો! આજ સાલ મુબારક,
સાલ મુબારક–નવા ખ્યાલ મુબારક.
રહેવા કરતાં જરના જોરે બેદર્દ,
દર્દી ને મીસકીન આ હાલ મુબારક.
ખાવા કરતાં શક્કર બદખાહને હાથ,
ખેરખાહને મોહડેની ગાલ મુબારક.
તોડવા કરતાં સાચી મોહબતનો ગાંઠ,
જુદાઈનાં દુઃખ ને જંજાલ મુબારક.
લેવા કરતાં શમશેર કાપવાને સર,
ધરવી હાથ બચવાને ઢાલ મુબારક.
ચાખવાના કરતાં ઉસ્યાલાં મીષ્ટાન,
જાતીકો રોટલો ને વાલ મુબારક.
ઉગવા કરતાં નાકેસ ચંદ્ર ને ગ્રહ,
ખુરશેદનો આસ્ત સંધ્યાકાળ મુબારક.

---

## ૨૬

મુઠ્ઠી સખી નરની, રે! જર બીન ખાલી છે,
પંજા શુર વીરોના ખંજર બીન ખાલી છે.—૧
છે ખડતલ ઝાડો પણ ફલ પુલથી બેની આજ,
નાજુક સીધાં સર્વો, સમર * બીન ખાલી છે.—૨

* સમર એટલે ફલ.

ઘરેણાથી ગરકાવ આજે વેશીઆ પાતર,
તન પતીવૃતાનાં જેવર બીન ખાલી છે.—૩
છે અજ્ઞાનની અભરાઈ કેતાબોથી ભરપુર,
હાથ એલમબાજોના દફતર બીન ખાલી છે.—૪
પામે છે ખોરાક ખુબ, હાજત ઉપરાંત પાણી,
પેટ પરહેજગારોનાં ભાખર બીન ખાલી છે.—૫
ભવાયા ને લહુત્રા છે શાહના હમનશીન,
કીસમત શાયરોનાં કદર બીન ખાલી છે.—૬
આપેછ ખોદાઈ ફાયદા કુલ જેહાનને ખુરશેદ,
પણ તેની બનાવટ ખબર બીન ખાલી છે.—૭



## ૨૭

જગની વખાણપર ફુલ્યો તો મુઓ,
જીભની નીંદાથી ભુલ્યો તો મુઓ.—૧
જીભ એ છે ચકાંત, બત્રીસી ચક્રમ,
બન્યો એ બેઉ વચ કોલ્યો † તો મુઓ.—૨
ચઢ ઉતર જગની છે હીંડોલા સમ,
એ હીંડોલાપર ઝુલ્યો તો મુઓ.—૩
સમજી નાદાન દોસ્તને વેહુસી, સંભાલ,
અંતર ભેદ તે પાસ ખુલ્યો તો મુઓ.—૪

† કોલ્યો એટલે બુકે, ભુકમો.

એક ચુક પણ કરેછે જીંદગીનો નાશ,
મેલતાં એક પગલું ચુકયો તો મુઓ.—૫
વાપડ હર ચીજ તેની ઘટતી જગે,
બગલમાં લીધો ન્હુલગો તો મુઓ.—૬
ભરશે નજીસ હુકથી આંખ અને તન,
નુરમંદ ખુરશેદપર હુકયો તો મુઓ.—૭



## ૨૮

ખામોશ રહી જોયા કર દુન્યાનો ખેલ,
પકડાવો પામવો એ સઉથી મુશ્કેલ.—૧
દેખાય જો ખુશીના ફારસ એમાં,
ફોકટ ના મલકાવતો છાલકું તુજ દેલ.—૨
વલી જોઈ સંકટનાં હફતેખાનો,
બલી ના બપાવતો જીંદગીનું તેલ.—૩
જોશે જે હાલ, થશે કાલે તારાજ,
હશે તે તારાજમાં કંઇ ઓર શામેલ.—૪
હસવું નહી હલાલ, રડવું છે હરામ,
હર વાતમાં ખુશી ને ગમીનો ભેલ.—૫
હશે આજ કેદમાં પગો તારા બંધ,
કરશે તું કાલે ખુશ ગુલશનમાં સેલ—૬
જોઇ નહી શીઆળે ત્યાં ટીપુ એક જલ,
હતી જ્યાં ચોમાસે જલની મહા રેલ.—૭

એ શું? એ શા કાજ? એમ પુછવું ફોકટ,
કુદરતની મરજી એ દુન્યાનાં ફેલ.—૮
અક્કલ તુંજ, ખુરશેદ, ખોલવામાં એ ભેદ,
ચઢશે નહી કરતાંને ઘાંચીના બેલ.—૯

——:o:——

૨૯

દુન્યાના દર્યામાં પાર અહીં નથી,
સંસારના સપ્નામાં સાર કંઈ નથી.—૧
ધર્તી ધુજાવ ગમે દર્યાઓ દોહવ,
આખેર મટ્ટી સીવા ઠાર અહીં નથી.—૨
બેશક છે આલમ તુંજ બોજે આજેજ,
(પણ)મોત મચ્છર પાસ તારો ભાર કાંઈ નથી.—૩
મીત્ર ને મીત્રાઈ છે સુખન હવાઈ,
જાતી નેકી સીવા યાર કોઈ નથી.—૪
શત્રુના મારથી તું ના થા આજેજ,
ગુનાહના માર જેવો માર કોઈ નથી.—૫
દુન્યાનાં બાજાર છે નીંદાનાં દાગ,
એકાંતવાસ જેવું બાજાર કોઈ નથી.—૬
ખુરશેદ, રાખ દીલથી ખોદાપર એતબાર,
(એ) એતબાર બીન દીલનો આધાર કંઈ નથી.—૭

## ૩૦

આ રીબતાંના દયામણા પોકાર જુઓ,
એ ગભરાટ ને હાય ને હોહોકાર જુઓ.—૧
ના બાંધો પાટા આંખે, નાકે, કાને,
એ ધ્રુજરી, નાકઉતી, ને બોખાર જુઓ.—૨
ના! ઢાંકો ગજવાં ને ના સાંતો સંદુક,
એ હાજત અને ભુખ ને સોખાર જુઓ.—૩
ના બેડર રહેવો ખોદાઇ કોપથી, ભાઈઓ,
રે ! ગગન પર જતી હાય ગોબાર જુઓ.—૪
છે ફરજ તમ જોવાને સો વાર ગરીબ,
મુઇ સો વારની વાત, અરે એક વાર જુઓ.—૫
તમ મુલાકાતપર કરેછ જુરૂડાં દાવો,
ના માત્ર મોટાંનાંજ ઘરબાર જુઓ.—૬
જોઈ વીવેકની દુરબીનથી રંકના ખાડા,
તે પુરવા કાજ અનાજની વખાર જુઓ.—૭
ના જોશો તો પસ્તાશો પાછળ ખચીત,
બસ જુઓ, રે દોલતના ભંડાર ! જુઓ.—૮
નહી રહેશે કાયમ તમ ચઢતીના જુવાલ,
નહી માનો તો ખુરશેદના ફેરફાર જુઓ.—૯

---

## ૩૧

સાહેબ છે માથે—દીલ દેહશત ના રાખ,
સરોશ છે સાથે—દીલ દેહશત ના રાખ.—૧

ઝટ તુટી જશે-કુલ દેવની જાદુઈ,
નીરંગ છે પાઠે-દીલ દેહશત ના રાખ.—૨
નાશ પામશે શેવટ-ભુંડાંની ભુંડાઈ,
ભલાઈ છે હાથે-દીલ દેહશત ના રાખ.—૩
જર નથી તો ખેર-ના ધર તેનો ગમ,
કીર્તી છે ગાંઠે-દીલ દેહશત ના રાખ.—૪
થઇને બેવતન-જલ ખેડેછ તો શું?
વતન છે કાંઠે-દીલ દેહશત ના રાખ.—૫
ના મુશકેલથી ડર-ઉઠાવ ખંતે પગ,
ફતેહ છે આગે*-દીલ દેહશત ના રાખ—૬
નમી જઈ ખુરશેદ-થઈ સીકુાઈ તો ખેર,
ચંદર છે રાતે-દીલ દેહશત ના રાખ.—૭



## ૩૨

દીન ઉગત આ દુનીઆમાં નવા ફેરફાર ચાલુ છે,
સમુદ્ર જેમ એકેક પાછળ મોજાની હાર ચાલુ છે.
ઘડી એક તમ સુનો ગાનાં, મધુર મીઠાં, મોઢે નાજુક;
ઘડી બીજી ભય આપતના તોપોના બાર ચાલુ છે.
જુઓ આજે જગાએ જે ફુટે દુધની શેરો સુફેદ,
મચી કાલે લડાઇ ત્યાં લોહી ધોધમાર ચાલુ છે.
ખુશીની વાત સુનો કોઇજ વાર; ખુશી દીસે ભરાય તેટલે,
ચો બાજુએ જીગર તોડનાર હોહોકાર ચાલુ છે.

* આગે એટલે આગળ.

જે આતશથી છે પુર ગરમી જનાવરનાં સુખોને કાજ,
તેથીજ આગના ભભુકા પણ, ને ધુંવાધાર ચાલુ છે.
ગણાય નહીં કુદરતી કામો મનુશની નબળી અકલથી,
રજેરજ ને પળેપળની તે નોંધ રમ બાર ચાલુ છે.
નથી લાધ્યા શેવટ ફીલસુફ શું કારણ એ, શુ ભેદ છે એ,
જમાનાથી જોકે તેના તરંગ તકરાર ચાલુ છે.
જીવાડે જગ, ચલાવે વખ્ત, દઈ રોશની. રોશન ખુરશેદ,
ગુરબ થાયો તે સહેજવાર કે, વળી અંધકાર ચાલુ છે.



૩૩

નસીબની નબલાઈની દવાઈ નથી,
ભીતરની સચ્ચાઈની ધવાઈ નથી.—૧
નવાઈ કાજ શોધે કાં તું સંગ્રહસ્થાન,
સંસારના સરખી આજ નવાઈ નથી.—૨
શેરને માથે સવાશેર છે બધે,
(પણ) કજાને માથે કોઈ સવાઈ નથી.—૩
ભવાઇને હીણવાનું છે સૌને સેહેલ,
(પણ) કલજુગના સરખી આજ ભવાઇ નથી.—૪
ગણાયછે હવાઇ વીચાર કવીઓના,
પણ આજ તેવા વીચાર હવાઈ નથી.—૫
ગાયછે કુળે આલમ ખુરશેદની સીફત,
(પણ) લાયક સીફત તેની ગવાઈ નથી.—૬

૩૪

જનમ લીધો, માનવી! તેં મરવા માટે,
સરજત જંજાલ પુરી કરવા માટે.—૧
સુગંધ આપી રાખી! જા અમર તુંજ નામ,
રે પુલડાં! તું ખીલેછે ખરવા માટે.—૨
સુખોથી હરખાઈને તું જીઆદે ના હસ,
તૈયારી છે, આંખ! તને રડવા માટે.—૩
હૈયાતી છે ઓલો, નહી અમલ તેનો,
સરજ્યોછ તું જમનો કર ભરવા માટે.—૪
નીર્ભય મારી મોજ, ના બદનને કર પુષ્ટ,
એ માટેછ નાહક પાછું ઝરવા માટે.—૫
અભખરો ના રાખ દોસ્તી મોહુબતનો બહુ,
સંબંધ એ બાઝેછ અંતે લડવા માટે.—૬
બુલંદીપર, ખુરશેદ તું જીઆદે ના ચઢ,
એ ચઢવું તુંજ બનેછે પડવા માટે.—૭

---

૩૫

(આસાવરી-પદ)

"કંથ બીન રહી અકીલી મોરી જાન"—એ રાહ.

સંત સહુ ભજો જગત કીરતાર,
જાુઠ તજો સંસાર-સંત૦ ટેક.

દુનીઆ એવી ઉલટી-ઉલટી ચાલે ચાલ,
સુલટાંનું ઉલટું કરે-ને ઉલટું રાખે બહાલ.-સંત૦ ૧
દુનીઆ એવી ઉલટી-ઉલટી ચાલે રીત,
મલે બજારે દોસ્તી-પૈસે વેચાય પ્રીત.—સંત૦ ૨
દુનીઆ એવી ઉલટી-બેવફા બેઈમાન,
જાનજેણે દેવો ઘટે-તેજ લે પ્યારો પ્રાણ.—સંત૦ ૩
દુનીઆ એવી ઉલટી-નહી મલે વીશ્વાસ,
ગળું જેને ખોળે ધરો,-મેલે તે છુપો ફાંસ.—સંત૦ ૪
દુનીઆ એવી ઉલટી-જેવી ગાફેલ સગ,
હેતે જેને પાળીઓ-તેજ કુતરો કરડે પગ.—સંત૦ ૫
દુનીઆ એવી ઉલટી-ઉલટા થાય સંજોગ,
મોટા ખાતર અપાય છે-રંક દોસ્તનો ભોગ.—સંત૦ ૬
દુનીઆ એવી ઉલટી-લુટારી વીકાળ,
ધોલે દીસે લુટી લીએ-હકદારનો માલ.—સંત૦ ૭
દુનીઆ એવી ઉલટી-જેમ કંચની નાર,
નવો મલ્યો કે જુનો તજે-દીલનો પ્યારો યાર.-સંત૦૮
દુનીઆ એવી ઉલટી-જેવી ચોર વાંદર,
કોનાં રોપ્યાં ઝાડનાં-ખાય ફળો બેડર.—સંત૦ ૯
દુનીઆ એવી ઉલટી-નીચી બેકદર,
બગાડે ભીખની હાંડલીપર-ધનવાનની નજર-સં૦ ૧૦
દુનીઆ એવી ઉલટી-જેવો બાંડો નાગ,
દુધ પીએ તોય ડંખ ન છોડે-ડંખે મલતાં લાગ.-સ૦ ૧૧

દુનીઆ એવી ઊલટી-જેવો ઉડતો રોગ,
પેઠો જે ઘેર ગામમાં-તેના જાગે ભોગ.—સંત૦ ૧૨
દુનીઆ એવી ઉલટી-જેવું તેજ ખંજર,
રાખો સોનેરી મ્યાનમાં-તોએ ચીરે જીગર.-સંત૦ ૧૩
દુનીઆ એવી ઉલટી-જેવું કડવું બીજ,
ધકકે મરાય ઉંચ, અને-માને પોશાય નીચ.-સં૦ ૧૪
દુનીઆ એવી ઉલટી-નફટ ને નાદાન,
સીંહ વાઘ કોતર વસે-કોહલાં ખેલે મેદાન.-સંત૦ ૧૫
દુનીઆ એવી ઉલટી-જાણે મગરડો બાહુ,
નુરમંદ તેજ ખુરશેદને-ઘડીમાં ઘેરે રાહુ.—સંત૦ ૧૬

——:o:——

૩૬

જેના હાથમાં નથી પૈસા-તેના ગોયા હાથજ નથી,
જેની પાસે નથી પૈસા-જગમાં તેનો સાથજ નથી.
કરે નહીં વાત લોકો કમફેહમ-વગર હીણવે બીચારાની,
ભલાં કામમાં રૂડી વાતમાં-કદી તેની વાતજ નથી.
અગર તે હોય ભલું માણસ-સુધું સાચું ને પ્રમાણીક,
છતાં પામે નહીં તે માન-કેકે તેની આંટજ નથી.
છતે જોરે તે કમકઉવ્વ્ત-વગર વાંકે તે ઓસીઆળો,
જેની ગાંઠે નથી પૈસા-તેની ગોયા ગાંઠજ નથી.
ધરાવે તે સઉપર પ્યાર-ન કોઈ તેનાં રફીક કે દોસ્ત,
ખોદાએ જાણે તેને કાજ-સરજ્યો કાંઇ પ્યારજ નથી.

છતે મગજે તે દીવાનો–છતી આંખે તે અંધો છે,
છુટાય સેહેલાઈથી તેની નોક–ગોયા તેને નાકજ નથી.
લેવાસઉ ચહાય તેનાથી ભાગ–દેવા નહીં ચાહે તેને એક પઈ,
છુટાય તેના હકો ને લાભ–ગોયા તેનો લાભજ નથી.
દીસે તે સેહેવે ખુરશેદ તાપ–વેળા કાહાડે જળાપામાં,
રાતે નહીં તેને ઉંઘ યા જપ–ગોયા તેની રાતજ નથી.



### ૩૭

ઉથલપાથલ શું તારી આ,
તલેસમાતી એ બળવાન જર ?
છે જાદુગર યા કીમીયાગર,
છે પેગમ્બર યા હોકમવર ?—૧
ગણાય તું બીન, શરત ઘોડો
ગધેડા તોલ સવારીમાં;
જો પાસ હોય તું પોશાય સઉમાં,
હીરાને તોલ સીહા પથર.—૨
ગણાય તું બીન ખુબીવંત નાર,
ભુંડી હીણી બેડોળ કમજાત;
જો પાસ હોય તું, કસુતર રાંડ
કહેવાય સુખરૂપ ભલી સુંદર.—૩

હીણાય તું બીન સાહસીક નર,
ગણાઈ કંગાળ અપટ નીરબળ,
જો પાસ હોય તું, ખરો હેમક
ગણાય નામીચો શુરો નર.—૪
ઠરે તું બીન ખરો હુનર,
રમત ઠાલી હસી લાયક,
જો પાસ હોય તું, રમત ઠાલી
કહેવાય વીચીત્ર ઉંચ હુંનર.—૫
ન થાય તું બીન કોઈ દીલદાર,
કોઈ દીલબર ન થાય તું બીન,
જોપાસ હોય તું દીએ જીપલાં,
થવા દીલદાર અને દીલબર.—૬
ગણાય તું બીન પરહેજગારો
અનીતીમાન વહેંમી પાપી,
જો પાસ હોય તું, કહેવાય ધરમી,
ખરો જે નીચ અને કાફર.—૭
જોવાય તું બીન ગરીબનો હાલ,
તમાશાના વાંદર મીસાલ;
જો પાસ હેય તું, ગણાય આદમ,
તમાશાનો જે છે વાંદર.—૮
બેસે તું બીન ખુણાં અંદર,
પ્રમુખ થવાને લાયક નર,

જો પાસ હોય તું, ઠરે પ્રમુખ
બુબખ હોય તે સભા અંદર.—૯
નથી તું બીન શરમ મરવત,
કદરદાની નથી તું બીન;
જો પાસ હોય તું રખાય મરવત,
ધરાય શરમ, બુજાય કદર.—૧૦
રહે તું બીન એકાંત ખામોશ,
આરોપી સમ નુરી ખુરશેદ;
તવાવી દેલ, બુજાવી તેજ,
ખોહી ઉલટ, વીંધી જીગર—૧૧



૩૮

છે સેહજ દીનનો બહાર-યાર ! ચમન જોઈ લે,
છે નાકેસ જોબન, ગુલ બદન જોઈ લે.—૧
છે ઘડીનો મેલાપ-મેલવ દીલમાં દીલ,
કાલ જવું છ પરદેશ-ભાઈ ! વતન જોઈ લે.—૨
છે પાંચ દીનની જીંદગી-લે ભલાઈમાં ભાગ,
નહી પ્રીતી ટકાઉ-દીલ ! અમન જોઈ લે.—૩
છે જુવાની ટુંકી, કરી લે નેક કામ,
છે ઉતમ આ તક-દોસ્ત ! સમન જોઈ લે.—૪

જાણ ફુરસત દુર્લભ-કરી લે એબાદત,
છે અમલ ટુક હદનો, રક્ષણ † જોઈ લે.—૫
છે ગેતી બેવફા-છોડ છેડો તેનો,
જીવ જીવેછ તેટલે-આ ગગન જોઈ લે.—૬
છે જર બેકદર-ખા ને ખવાડી લે,
જાય આથમણ તેટલે-"ખુર" ઉગમણ જોઈ લે.—૭



૩૯

બહુ કંકાસનાં તળીઆમાં ભુખમરો છે,
એ ભુખમરો હજાર પાપનો સડો છે.—૧
હર નેકીનાં ઝાડ બુલંદીથી પડી,
થાય હોમાઇને ફના-એવો દહુરો છે.—૨
રે! કરનારો માણસનાં તનનો ચુરો,
એ ઝેરી અતી તેજ ધારી છરો છે.—૩
દર છીદરે દરેક પળે ચુસનારી લોહી,
એ સો જળોથી જ્યાદે એક જળો છે.—૪
આ જીંદગીની જોતને ઝટ કરનારો ગુલ,
તેલ નીર્મલ વીનાનો એ સીહા ઠરો છે.—૫
કુળ છઇઆં કમબખ્તીનાં દુખરૂપ વચે,
એ ભુખમરો તે પાપી પુત વડો છે.—૬

† અહીંઆ "રક્ષણ" તે રંક મજાતું જાણવું.

રે! ના કેહ ધરાયલાને ભુખની તું વાત,
તે કરશે હસી-કાંકે નફ્ફરો છે.—૭
કુલ ભીતરની સાંધ બાળી કરતો ભશમ,
એ બપોરનો ખુરશેદી તાપ ખરો છે.—૮



## ૪૦

" બોલે નહી પણ બોરે પાપ, "
પુઠ કદી નહીં છોડે પાપ.—૧
પથર કીલ્લા લોખંડ કોટ,
એક તડાકે તોડે પાપ.—૨
ધ્રુવ સુધી તું નાહાસ, પાપી,
પણ છેક ત્યાંબી ઘેરે પાપ.—૩
પેટ પાતાલ સાંતેલા ભેદ,
વેલા મલતાં ફોડે પાપ.—૪
સુખનાં મુલ્યાં, કીરતી જડ,
કોઈ પણ રીતે ખોદે પાપ.—૫
સો સાલની યુકતી જુકતી,
ઉડારે એક ગોદે પાપ.—૬
એક બદીની શીક્ષા કાજ,
તોહમત એક સો જોડે પાપ.—૭
ખીસામાં તે જાણ અઝદા,
રેહેતું હોય જે સોડે પાપ.—૮

એકનું પાપ ડુબાવે વહાણ,
બહુ ખરાબી થોડે પાપ.—૯
હાંકે પાપી ધીરો રહી,
પણ આંખ વીંચી દોડે પાપ.—૧૦
પાપ તુને કોરીને ખાય,
તો કાં નહી તું કોરે પાપ?—૧૧
પડયું છ પાસે સ્વર્ગી પુણ,
તો કાં ખુરશેદ હોરે પાપ?—૧૨



## ૪૧

( રાહ—" પંજ તનકી સેવા કર લે.")
ખોદા જેમ રાખે તેમ રહીએ,
વીટે તે સબુરીથી સહીએ—ખોદા૦
દીલનાં દુખડાં-સીવાએ હમદીલ,
કદી કોઇ આગલ નહી કહીએ.—ખોદા૦
દુ:ખમાં દીલાસો બેદરદીથી,
નહી જીવ જાતાં પણ લઇયે.—ખોદા૦



## ૪૨

( રાહ—"કબુ કીસીસે દીલ ના દીજીએ.")
હસી ખુશીને કબુ ન તજીએ,
ખુશી તજી તો મુસીબત છે,
ગમીને તજીએ, ખુશીને સજીએ.—હસી૦

ગમ ના ધરીએ—શોચ ના કરીએ,
કરીએ તો સુરખા દુખીઆ ઠરીએ,
આશ ઉમંગથી હર પલ રીજીએ,
રીજીએ તો ખુરશેદ સુખ રસ પીજીએ.—હુસી૦



૪૩

ગાયની ગરદનપર હીણો કાગ છે સવાર,
ગંજના દરંગપર જેહરી નાગ છે સવાર.
આ શું તુજ અંધેર—ઓ જમાના બેદાદ?
નેકની છાતીપર ગમની આગ છે સવાર.
સવાર છે જે નાખ, ગુલરંગ મુખડા ઉપર,
નાજનીન તે નાકપર નજીસ માખ છે સવાર.
સવાર છે જે ગાલ, તનનાં સરવ ઉપર,
ગુલરંગ તે ગાલપર તલની છાંટ છે સવાર.
કપાલ, જેની નીચે છે કવી ભેજું,
અફસોસ! તે કપાલપર અભાગ છે સવાર.
આશકનાં રસીક નરમ જીગર અંદર,
જુદાઈના જખમ ને ખતરાગ છે સવાર.
સુખીના હુલકમાં છે રાગનો અમલ,
દુખીનાં મોહુમાં રડતા ફાગ છે સવાર.
સમજ ના કે દાગ છે ફકત ચંદ્રમાંજ,
ખાલેસ આ ખુરશેદમાંબી દાગ છે સવાર.

૪૪

જીંદગી છે જુઠી તું જીવ ના બગાડ,
તકલીફી પાયાપર આશ ના જગાડ.—૧
નથી અહીં એવી કોઈ નીર્મલ મોહબત,
ન હોય જ્યાં જુદાઈ જંજાલ ને તર્કટ.—૨
નથી અહીં એવો કોઈ સ્નેહી ખેશી,
સેહેજ આસુ પડતાં જે થાય નહી વેહસી.—૩
નથી અહીં એવો કોઈ ખરો દીલદાર,
મતલબનો નહી હોય જેનામાં અંગાર.—૪
નથી અહીં એવી કોઈ સાચી માશુક,
થાય નહી જે પાછલથી વેરી મહાદુખ.—૫
નથી અહીં એવો કોઈ માયાલુ શેઠ,
નોકરની વેઠ કાજ જે ધરે દીલ હેત.—૬
નથી અહીં એવી કોઈ અદલ સરકાર,
લોકનાં સંકટની જે ધરે દરકાર.—૭
નથી અહીં એવું કોઇ કદરદાન જન,
જે થાય ખોદા ખાતર પરદુખ ભંજન.—૮
નથી અહીં મીત્રાઈ વફાઇ ને કદર,
નથી ન્યાય દયા ભલાઈ ને સબર.—૯
જુલમ ને મતલબ, છે તેમને બદલે,
દગો અવીશ્વાસ ડગલે ને પગલે.—૧૦

આપે છે ખુરશેદ જોકે સઉને નુર,
તોએ તે રહે છે સદા દુરનો દુર.—૧૧



## ૪૫

ઉગી એક્કી વેલા બે નાજુક વેલ,
હતી પાસ તેમની એક ફુલવંતી કેલ.—૧
ચઢીને બાઝી એક, તે કેલ ઉપર,
કરતી સેહલાઈથી મોજ, ગમત ને ગેલ.—૨
લાગાં ચંદ રોજમાં ફુલ ફુલો તેને,
વધી ગયાં તેનાં મુલ ને ચેહલમેલ.—૩
બીજી કમનસીબ, ભોંય ફસડાતી રેહી,
નડયા સંજોગો ને જીવડા વંઠેલ.—૪
છુંદાઈ પગ નીચે, ચુંથાઈ હર રીતે,
શેવટ તેને ખાઈ ગઈ ગાય એક સુહુનેલ.—૫
પામ્યા એકજ જાતના રોપ જુદા ફેજ,
નસીબનું શું ચક્કર! શું ખોદાઈ ખેલ!—૬
ચઢવું ને પડવું છે નસીબને હાથ,
સંજોગ હોય માઠા, આશા વધવાની મેલ.—૭
સહુવાર જે ખુરશેદ ઉગે ને વધે,
સાંજે પશ્ચીમમાં નમી પામે જેલ!—૮

## ૪૬

જગમાં સાચે "છે એક પાપ ગરીબી,"
જીગરપર કારી એક કાપ ગરીબી.—૧
સતજુગમાં કહેવાતી સદ્‌ગુણી તે,
કલજુગમાં ખાઈ પડી થાપ ગરીબી.—૨
જીંદગી ગરીબની નીર્દોષ હોય, પણ
કપાલે તે એબનો છાપ ગરીબી.—૩
દીસતી નહી અહીં તારાં દુખની કંઈ હદ,
પામીછ શું કોઈના તું શ્રાપ, ગરીબી ?—૪
ધીકતી એક અગ્નીની ચેહના કરતાં,
વધુ તુંજ સંકટનો તાપ, ગરીબી!—૫
મોતની તું ખેશી–બેન કમબખતીની,
દુખની મા–બદીનો બાપ, ગરીબી!—૬
ધન ધાનની શત્રુ–વસ્ત્રની વેરી,
અપજશની ખાપ, ભયની ઝાપ ગરીબી.—૭
આફત તુંજ મોટું સઉ વ્યાધી કરતાં,
ભેલે સંતોષમાં સંતાપ, ગરીબી!—૮
નહી કોઈનું લુટયું, નહી ફાંસ્યું છતાં,
કરાવે તું પશ્ચાતાપ, ગરીબી!—૯
સાથી સઉ રૂઠે, જો સાથી તું થાય,
ઘોરમાં પણ છુટવા નહી લાગ, ગરીબી!—૧૦

સપાટી રોશન ખુરશેદની ઉપર,
ભેદ ભરયો કાલો તે દાઘ ગરીબી.—૧૧

---

૪૭

ઘોડો એક અરેબી લઇને સવાર,
થાતોતો પસાર બાંગ મારતો લતાર.—૧
કદમાં જેમ રખશ—મુખડે દીલખોશ,
ઝડપમાં ગોરાબ—રાખતો સીંહનું જોશ.—૨
મલ્યો અચખુચ તેને એક ગધેડો,
પીઠ ઉપર જેની કચરો લાધેલો.—૩
જોતાં ઘોડાને તે ભુકવા લાગો,
કરી મસકેરી ખુબ હસવા લાગો.—૪
કહ્યું પછી તોરથી ઘોડાને આમ,
" છાજે નહીં, ઘોડા ! તુને એવું કામ. ૫
(કે) આદમીની નીચે તું રહે તાબેદાર,
સેહવે તેનાં તનનો બોજો ને ભાર.—૬
શરમ છે તારાં મોટાં અંગપર,
ધીકાર છે આ તારા ખુશ રંગપર.—૭
(કે) બનીને આદમીનો નોકર ગુલામ,
કરે છે જાનવરી જાતને બદનામ.—૮
ઘટે છે તને, એ નોકરીથી છુટ,
નહીં તો કુલ ગધેડા કરશે હડધુત !"—૯

વાત એવી સાંભળીને ઘોડો નાદર,
હસીને બોલ્યો, " અય કમીના ખર !—૧૦
શીખામણ જે વાતની મને આપેછ, "
નોકરી, જે માટે મને સંતાપેછ.—૧૧
તે કરતાં લાખ ગણી એબમાં તું છે,
જોતો ખરો તારી પીઠપર શું છે ?—૧૨
ગધેડા વહીતરૂં તું પોંતે કરેછ,
કચરો ને ઇંટ તું પીઠ ઉપર ધરેછ.—૧૩
આડી ચાલ માટે તું ડપેનાં ખાયછ,
ઉકરડે પંજાવે ધકેલા ખાયછ.—૧૪
એટલું છતાં મુજ સવારી માટે,
અપમાન ભરેલું તું ધારેછ જાતે.—૧૫
નથી એબ તેમાં, પણ નામદારી છે,
રાજા ને યોધા મુજ ઉપકારી છે.—૧૬
પામુંછ હું માન કુલે પેહેલવાનથી,
વખણાઉં છું વલી શાહેજેહાનથી.—૧૭
તારા નીચ બોલોથી મારી મોટાઈ,
નથી ઘટવાની એક રતીભાર કાંઈ.—૧૮
માટે, ઓ હલકી જાતીના ગધા,
વહીતરા, બદસુરત, કમ અકલ, લધા.—૧૯
ફરી કોઇ વાર મને એ શીખામણ,
દેતો ના દોડાવીને દોહડ ડાહપણ.—૨૦

કારણ તું ગધેડો ને હું ઘોડો,
નથી સરખો આપણો મોભો ઓધો".—૨૧
"ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગા તેલી ?"
ક્યાં આગ્યો કીડો ક્યાં ખુરશેદ નુરી ?—૨૨



## ૪૮

વાઘ વીનાનું જંગલ શું ?
બીન કંકુના મંગલ શું ?—૧
જ્ઞાન વીનાનું શું માણસ ?
પીર વીનાનું સંદલ શું ?—૨
બીન દીવાનું શું ફાનસ ?
બીન મતાનું બંડલ શું ?—૩
બીન ગોહરની તે શું શીપ ?
બીન લશકરનો જંડલ* શું ?—૪
બીન મીઠાસની તે શું જીભ ?
બીન શરાબનું ટંડલ† શું ?—૫
દીન વીનાની શું જીંદગી ?
સંપ વીનાનું મંડલ શું ?—૬

* જંડલ–જેનરલ.
† ટંડલ–ટમલર.

બીન ઈમાનની શું બંદગી ?
અર્થ વીનાનું ભંડોલ શું ?—૭
લાજ વીનાની તે શું નાર ?
બીન જલ દુધનાં વાદલ શું ?—૮
વફાઈ વીનાનો તે શું પ્યાર ?
દયા વીનાનો અંમલ શું ?—૯
બીન ફુલ પુલની તે શું ડહાલ ?
બીન સુગંધનું કંમલ શું ?—૧૦
બીન ખુરશેદનું તે શું નુર ?
બીન વીવેકનું ચંચલ શું ?—૧૧

——:૦:——

૪૯

ખતા રે ખતા રે દુન્યા ખતા !
લુટાય ધોલે દીસે માન ને મતા !—૧
ફકીરના ખોરાકની હાંલ્લી ઊપર,
લાલચથી ફેંકે તવંગર નજર.—૨
ગાવડીનાં લોહીનાં જે દુધ ને માખણ,
ગણાવે પોતાનાં જાલમ વાઘણ.—૩
આંબાનાં ફલપર કરે દાવો સાગ,
કોયલ ઈંડાંપર બેસી હરખે કાગ.—૪
ખેડુતના પરસેવનાં ભાત ને જુવાર,
વ્યાજમાંનાં વ્યાજમાં ખાઈ ફેડે સાવકાર.—૫

મરઘીનાં જીગરનું ઇંડું ઉતમ,
એક બુકમાં કરી જાય માનવી હુજમ.—૬
ભોલી મધમાખીની ચુંટણીનું મધ,
ઝુટાવી પચાવે માણુસ સાવધ.—૭
એકનો માલ ચઢે છે બીજાને નામ,
બીજાનું દામ તેમાં ત્રીજાનું કામ.—૮
એક ચાખે બીજાની મેહુનતનો લાભ,
નહી મલે મેહુનતના કર્તાને ભાગ.—૯
એક ચાખે બીજાની બુદ્ધીનું ફલ,
વાપરીને જાસ્તી ને સતાનું બલ.—૧૦
એક પામે બીજાના જરથી વખાણ,
એકને સર ચઢે બીજાનું લખાણ !—૧૧
દોલતનો ચરૂ પકડી બેસે નાગ,
ખુરશેદનાં કીરણપર પડું પડે ભાગ.—૧૨
અંધેર છે, ખતા છે, એ અન્યાય છે,
(પણ) વગ સતા પાસ સઉ નીરૂપાય છે.—૧૩



## ૫૦

જીવ ! આવી ચુકું ગેતીનું પાદર,
દેખાયછે છેટે મીનોઇનો દાદર.—૧

ઓઢી છે ધાભલી તેં માંદગીની આજ,
ઓઢાશે કાલે અજલની ચાદર.—૨
છોડ હવે દુન્યાના લોભી વીચાર,
ભજી લે ઘડી બે કવી કાદર.—૩
જીંદગી કીધી કુઠલામાં બરબાદ,
સંઘરયો કચરો, નહી ચીજ એક નાદર.—૪
જે તન કાજ ખેંચી તેં જીવ ઉપર રંજ,
થાય છે તે જુદું દગાખોર આખર.—૫
વાપરશે શું પેલી આવતી મંજલ?
થશે કોણ ત્યાં તારી સન્મુખ હાજર?—૬
દેશે શું "ચીનવદપુલ" ઉપર જવાબ?
પુછશે ન્યાય કરતાં જ્યારે મેહેર દાવર?—૭
પશેમાન થા, રે! પતેત કર હજુ,
છેલી એક ઘડીની તો બુજ કદર?—૮
ભવીષના હંમેશના આજાબ કરતાં,
થઈ પડશે હાલનો પશતાવો બેહતર.—૯
શરૂ થઈ, ખુરશેદ, જીંદગીની સાંજ,
કર હવે તો મોતની રાતની ફીકર.—૧૦



૫૧

નજર કર ઉપર, જીગર થાશે દંગ,
આકાશી માંડવ, જો! બીન થામ અતરંગ.—૧

અગણીત સેતારાનાં ઉડેછ પતંગ,
અજબ તે ચલણ, ને અજબ રંગ ઢંગ.—૨
જગતનો કર્તા એ પતંગ રમેછ,
શુમાર તે પલક ચમટીમાં ગણેછ.—૩
માંજા* બીન, ભારે પતંગ અગજો-
નો રાખે છે તે નખમાં કબજો.—૪
પતંગ એક ખેલતાં માનવી ચુક ખાય,
કલાક એક એમાં થાકી હાંપી જાય;—૫
અનેક તરેહની કરે તાલમેલ,
તોએ એક ઘડીમાં ભંગ કરે ખેલ.—૬
(તો) મહાન આ પતંગ, જેનો નહી શુમાર,
ઉંચાઇ ને બોહલાઈનો નહી આવે પાર;—૭
તેવાંને, પવન ને અડચણ વગર,
અસંખ્ય જુગોથી એક લીટી પર;—૮
ઉડાવે જે **એક**, તે કેવો બલવાન!
પતંગ એ તે પાસ એક કચ્ચી સમાન!—૯
પતંગ એવાંની નથી કંઈ ગણીત,
ગણતાં ચરે કવી ફીરદુસુફનાં ચીત.—૧૦
પુકથી જેમ કાગજનો ટુકડો ઉડે,
તેટલી ન રંજ **તેને** ખેલતાં પડે.—૧૧
બાકી છે એ સીત્રા અથાગ ખુરશેદ,
કોણ પામે એ ખોદાઇ કુદરતનો ભેદ!—૧૨

* માંજો એટલે પતંગ ચગાવવાનો દોરી.

## પર

હીણુ ! કુમલી કાચી કલી ના બગાડ,
શીતલ સીના અંદર આગ ના લગાડ.—૧
ના ખોદ જુવાનીમાં અજલની ઘોર,
ડંખશે જરૂર, સુતો સાપ ના જગાડ.—૨
ફરોહરને તાબે થઈ, સંતોષથી રેહ,
સરકશ થઈ ના પાડ મન કોટમાં ભંગાડ.—૩
ઠગા ના નખરાંથી, રેહ સાવચેત,
ગુનાહની ગટરનું મુખ ના ઉંઘાડ.—૪
નીર્દય થઈ ના કર ખેરખાહને નીરાશ,
બદખાહની જયનો ડંકો ના વગાડ.—૫
અંધકારનો લાભ લઈ ના કર કાલાં કામ,
પડશે ઝટ તેપર ખુરશેદનો પ્રકાશ.—૬



## પ૩

કરમમાં ગુમાવી જુવાની તદન,
ધરમનું ન કીધું જરાએ મનન.—૧
ખોદાની ખોદાઈથી રહયો તું બેફામ,
હવસને તેં સોપી બદનની લગામ.—૨

નીતી ભક્તીથી છેક બેગાનો રહયો,
ફસી મોહજાળમાં દીવાનો રહયો.—૩
થોડા દીનનું જીવતર ઘણાં પાપમાં
ગુમાવી, લજાવ્યોછે તેં આત્મા.—૪
અરે મુઢ! હવે તો નજર કંઈ ઉઘાડ,
જરા ધ્યાન ધરમ આચરણમાં લગાડ.—૫
ઘડી તો ખલકનો ખોદા યાદ કર,
હવે તો તું સંગત નીતીની પકડ.—૬
તજી દે બદીનો તું નાપાક સંગ,
છતી આંખે ના રેહ અભાગ્યો અપંગ.—૭
ભમે છે તું માથે કજા રૂપે મોત,
બુઝવશે પુકારે હયાતીની જોત.—૮
પશેમાની તે વખ્ત નકામી થશે,
ઉમેદ ફાની તારી દગો બસ દેશે.—૯
બદી તારી પ્યારી દેશે તને દુખ,
નીતી ભક્તી સીવા ન જીનંતનું સુખ.—૧૦
સુખી તુંથી ઠરશે ધોબીનો બળદ,
ગેતીથી તું રદ ને મીનોથીબી રદ.—૧૧



૫૪

અરે કમબખત! કંઇ હવે તો સુધર,
સદી અર્ધીપર ઘસડી ચાલી ઉમર.

બદન થાયું બોખું અને મન વેરાન,
દીવસ પાંચમાં જીવ કરશે ગુજર.
જમે પાસું છે તુંજ નેકીથી ખાલી,
બદીથી છે ચીકાર પાસું ઉધાર.
દીવાનો થયો લોભ સોસનાથી છેક,
જરા તો મીનોઇની તું કર કંઈ ફીકર.
સ્વછંદી મયામાં થયો તું બેફામ,
ન દુખમાં સબર, ના તો સુખમાં શુકર.
લગાડી ગુનાહોનો દવ રાતો દીન,
હુયાતીની ખેતી બનાવી ઉજડ.
વીંચી દે ઘડી બે લોભી આંખ હવે,
અને દીલની આંખો ખોલી કર ઉપર.
વીટા જીંદગીના ભભુકતા બપોર,
ગુરબ થાશે ખુરશેદ મગરેબ સરહદ.—૮



## રોબાઈઆત.

સુરજ પશ્ચીમેથી ઉગતો નથી,
આકાશપર દસ્ત આ પુગતો નથી;
મચ્છી જમીનપર ઉપજતી નથી,
કુદરતનો ભેદ કોઈને સુજતો નથી.

***

સુખવાસી દીલને છે દુન્યા લેહરી,
દુખ્યારા જીવડાને દુન્યા ઝેરી;

ધનવંત માને છે દુન્યાને દીલબર,
નાચારને લાગેછે દુન્યા વેરી.

*
* *

ખરા ભાવ વગરનું ભજન તે શું ?
ખુશામતી માનનું વજન તે શું ?
ગણાયછ આજ ઘણા, પઈસાથી સજન,
(પણ) સદગુણ સત વીનાનું સજન તે શું ?

*
* *

જખમી થયલો ચીતો પછડાય ભારે,
ફજેત થયલો શતરૂ ચીરડાય ભારે;
"હારેલો જુગારી રમે વધુ,"
"અધુરો ઘડો તે છલકાય ભારે."

*
* *

બીલ્લીમાર ગણાયછે વાઘ મારૂઓ,
શીકારબાજ કહેવાયછે કાગ મારૂઓ;
દીલેરી ગુમ, ને દીલેર છે બેતાબ,
શમશેરજન મનાયછે ડાંગ મારૂઓ.

*
* *

દેવીની ગોદમાં ખુશ પરીને જોઈ,
દુરગંધ ખાતરપર ગુલછડીને જોઈ;
રેવાજનાં રાજનો છે કાયદો અજબ,
હુબસાણને ગલે ફુલ કલીને જોઈ.

*
* *

ખુનીને હાથ નાગું હથયાર બુરૂં,
ફાટેલ માણુસ આપઅખત્યાર બુરૂં;
ભલું, જો જગથી નાબુદ થાય જર માલ,
(પણ) બદફેલ ઈનસાન માલ ને જરદાર બુરૂં.

*
* *

હેવાનાં હેલ ! વધુ ગમ ના પકાવ,
છાતી ! નીરાશીનો દમ ના તપાવ;
સબર રાખી જો—વખત જાશે વહી,
ચશમ ! તું હરદમ શબનમ ના ટીપાવ.

*
* *

ભોંસ્તા કડતા સગ બચ્ચાંથી–ખોદા, પનાહમાં રાખ;
જાલમ જબરદસ્ત લુચ્ચાથી–ખોદા, પનાહમાં રાખ;
ફસાવ બસ ફસાવવોજ હોય તો, દાનાવ દુશ્મનને હાથ,
લેકીન નાદાન દોસ્ત કચ્ચાથી–ખોદા, પનાહમાં રાખ.

*
* *

વહાલાંની યાદ જેમાં, તે ફુર્સત મીઠી,
વતન કાજ બેવતનની રૂખ્સત મીઠી;
સચ્ચાઈની હર્કતમાં છે બર્કત શેવટ,
કુલ સર્જતમાં મેલાપની સર્જત મીઠી.

*
* *

મુજ ખ્યાલોનાં તોફાનને, રબ ! શાંત કર,
મુજ જુસ્સાના ઉછાલા એકાંત કર;
ઉખાડે છે તેઓ જડથી જીંદગી ઝાડ,
રે ! સફલ એકવાર ઉમેદ શકાંત કર.

*
* *

ખોદા, આ તુટેલી આશાને સાંધ,
છુટેલા બંધો ફરી ટાઈટ બાંધ;
બહુ દોડતાં ભાગા કોશેશના પગો,
પહોંચવા મંજલ, દે તું મદદની ખાંધ.

*
* *

આવ્યાં તું જ સનમુખ આ જોડયાંઓ બે,
માર **ગમ**ને ઠોકર, પાસ **ખુશી**ને લે;
છે પહેલું અવર, છે બીજું સુખરૂપ,
નાહુાસ **ગમ**થી આંઘો, સાથ **ખુશી** તું રહે.

*
* *

અગર બદ જુસ્સાને તું આજેજ કરે,
તો જરથોશ્ત, રૂસ્તમ યા કેખસરૂ ઠરે;
આદમજાદ છતાં ફરેશ્તો બને,
અપજશમાં જીવ્યો, તોપણ જશમાં મરે.

*
* *

જખુન છે, જખુન છે, જખુન છે, જખુન છે,
કુલ દુરગુણમાં બદફેલી મહા દુરગુણ છે;
તું ના જાણ એ દુરગુણને કમજોર ને નીરજીવ,
અકકેક તેનો અમલ, અકકેક જાણે ખુન છે.

*
* *

લોક તને કહેછ ઘણાં સાલથી વાંદર,
દીસેછ તું દુખયારા હાલથી વાંદર;
નથી એ ખરૂં; છે ખરી વાત આ,
બનેછ તું તારી બદ ચાલથી વાંદર.

*
* *

અદનપર કષ્ટી ને દીલમાં ધર ધીર,
મનને કર મક્કમ, અને જીવ રાખ સ્થીર;
સંસારમાં વીર, ને થા ધરમમાં પીર,
લાગે આબાદ તારી મોરાદનો તીર.

---

પપ

"ઓત ગઈ થોરી રહી–મન મત વ્યાકુલ હો,
વીશ્વાસ ધીરજકો મીત્ર હે–તું રલી કમાઈ મત ખોહ."
ઓત ગઇ થોરી રહી–જીવ ભજલે ભવકો રામ,
હે તઇયારી કુચકી–ખીસેમેં નહી દામ.
ઓત ગઈ થોરી રહી–તજ માયાકી જાલ,
જી પટક લેજાયગો–સીરપે ભમતો કાલ.
ઓત ગઈ થોરી રહી–પાસ હે દુખકો અંત,
રાત બીટેગી પહોરમાં બાજેગો સુખ ઘંટ.
ઓત ગઇ થોરી રહી–ખા ઔર ખાના દે,
કોડી સાથ નહી આવેગી–આશીશ જીતકે લે.
ઓત ગઇ થોરી રહી–મન મત કર ઉતપાટ,
રેહ ભરોસે રામકે–નહી છોડેગો હાથ.
ઓત ગઇ થોરી રહી–જીવ મત હો નીરાશ,
આશ હોંસ નહી છોરીએ–જબલગ ઘટમેં સાંસ.
ઓત ગઇ થોરી રહી–મેલ પાપકો મો,
હે ઘડી સો લાખકી–ગફ્લત બીચ મત ખોહ.
ઓત ગઈ થોરી રહી–જીંદગીકી બીટી બહ ર,
કભી ફીર નહી આવેગી–અબ બજેગો બાર.
ઓત ગઇ થોરી રહી–કરલે કુછ હેસાબ,
મંગેગો હેસાબ શેઠ -દેવગો કયા જવાબ.
ઓત ગઇ થોરી રહી–કાળેકે ધોળે હુવે,
ધોળે કાળે ઓત ખીએ–અબ કયું નચીંત સોવે.
ઓત ગઇ થોરી રહી–હુઇ જીંદગીકી શામ,
ખુરશેદ દરયામેં ડુબેગો–રેહવેગો નેક નામ.–૧૧

# વધારો.

## નીતિ ભકતી રૂપી ગાયનો.



૧

### ગઝલ.

રાહ—" ખોદા જાને કે કીસમતમે હમારે કયા લીખા હોગા. "

નમન પ્રથમ તને, ઓ રબ!
અખશ હીંમત ઉલટ કૌવત,
તુ નામી કુંચી ખુલે લબ,
અખશ હીંમત ઉલટ કૌવત.—૧
ગુણો તારા પોરે ગાયા,
ને ગાઈએ આણુ, ભવીષમાં પણ,
બચાવ જીંદગાની તે સબબ,
અખશ હીંમત ઉલટ કૌવત.—૨
તું મેહેરબાની હેતે ગાઈએ,
અને મહેનતનાં ફલ ચાહીએ;
ઝુકાવી સર કરી અદબ,
અખશ હીંમત ઉલટ કૌવત,—૩
બખશ મજલેસીઓને જશ,
અમોને જય સભાને રસ,
છે અમ જીગરની એ તલબ,
બખશ હીંમત ઉલટ કૌવત.—૪

કીસબ તારો અપાર અજબ,
  ભુલે તુને તે જોય ગજબ,
તરે જે પાલે તુંજ મજહબ,
  બખશ હીંમત ઉલટ કૌવત.—૫
નજીવને જીવ નબલને જોર,
  મટીને રૂપ મલે તુંથી,
ખુરશેદ ઉગે ને થાય ગુરબ,
  બખશ હીંમત ઉલટ કૌવત.—૬



૨

ગઝલ.

રાહ—" કાસેદા લા દે ખબર યારકે આનેકી. "
યા ખોદા ! ગેબી મદદ,
  આપ તું મેહુરબાનીથી,
આપ તું મેહુરબાનીથી,
  ખોદા ! આપ તું મેહુરબાનીથી.—યા૦ ૧
બાળકો નિર્બળ અમે,
  મહા બળવંતો વાલી તું,
નેકીમાં રાખી અંમર,
  વાળજે અભિમાનીથી.—યા ખોદા૦ ૨
છૈએ અમ કસોટીપર,
  આ સભા સુજાણુમાં,
હિંમતે ઠેરવી જીગર,
  રક્ષજે ભય ખામીથી.—યા ખોદા૦ ૩

કર સભા સજ્જનોને,
નિહાલ તું ભંડારથી,
હાનીથી રાખી અલગ,
પાળજે નેકનામીથી—યા ખોદા૦ ૪
જાનથી ગાઈ શુકર,
વહેતી તું બખશેશના,
ખુરશેદ રગડે છે સર,
ખાકમાં કુરબાનીથી.—યા ખોદા૦ ૫

——○○○○——

૩

## મહલાર—શુમરી.

રાહ—"હું તો ભીજુંછું મહારાજ."

તારી રેહમતનો વરસાદ, અરે તારી૦
ખોદા! ઝરમર વરસાવ રે. ——તારી૦ ટેક.
મેઘ મેહેર તણો—જો અહીં વરસે,
બને મન ખેતી આબાદ રે. ——તારી૦ ૧.
આશા ફલે ને – ઉંમગ ખીલે,
ફલે જીગરની મુરાદ રે. ——તારી૦ ૨.
ભીડ ભય ભાગે ને— જશ જય વ્યાપે,
મળે માનતણો પ્રસાદ રે. ——તારી૦ ૩.
નીતિ રીતિની—બાઝે લીલોતરી,
ફળે કેળવણીનાં ઝાડ રે. ——તારી૦ ૪.
વીજળી ચમકે—સ્નેહ આકર્ષણી,
ગાજે ખુરશેદી જય નાદ રે ——તારી૦ ૫

૪

### માંઝી - દાદરો.

રાહ—" તાર બોતેહારો અખત્યાર હે તારો ના તારો."

હાલ સુન મારો, બખશનારરે, ચાહું તું પન્હા.—ટેક.
બાળપણે બાળા ફસી—ગામ તજી રાન વસી,
માત પીતા ભાઈ બેન—ઠાર થાયાં બેગુન્હા.—હાલ૦ ૧
બાગ તણી ગુલ કળી—ખાર ઠોરમાં છું મળી,
આશા છુટકારાની તો—કુલ થાઈ છે ફના.—હાલ૦ ૨
ભીલથી લુટાઇ ગઈ—જીંદગી ખુહાર થઈ,
જોવા પ્રીતી વ્હાલાંની—સખ્ત છે મને મના.—હાલ૦ ૩
વ્હાલો પ્યારો ભાઈ મુજ—હાલ છે કયાં, જાણું નહીં,
જોવા મુખડો તેનો તો—કોડ છે મને ઘણા.—હાલ૦ ૪
કેદથી એ છોડે કોણ—દુખ પ્હાડ તોડે કોણ,
દુખી અબલા પામે કેમ-બાપ! સુખ તું વના.—હાલ૦ ૫



૫

### એમન કલ્યાણ—ઠુમરી.

રાહ—" હજારા મેરા કાનકા મોતી."

હજારો તારાં શુક્ર એલાહી! —ટેક.
તેં દુઆ દીલની—આમીન કીધી,
આજ મેળવ્યો મારો ભાઈ.—હજારો૦ ૧.
તેં દાદ મારી—અંતેબી લીધી,
નીર તીરે પહોંચાડી માહી.—હજારો૦ ૨.

તેં આશ મનની—પુર્ણ કરીને,
વહાલાની ટાળી જુદાઈ.—હુજારો૦ ૩.
તું ફરી કરજે-મેહેરબાની એવી,
ખખશજે ચીજો મેં ચહાઈ.—હુજારો૦ ૪.
તું ફરી પુરજે—આશા અમારી,
દીલ દરદની દેજે દવાઈ.—હુજારો૦ ૫.



૬

## ગઝલ.

રાહ—"ગર હમને દેલ સનમકુ દીઆ ફીર કીસીકુ કયા."

સુખ મીઠું નામ સાહેબનું લેઈ કામ સદા કરો,
દેણુ તેની એબાદતનું અઉવલ અદા કરો.—૧.
મોરાદો બર આવશે, મેળાવડો શોભાવશે,
નેક નામ તે ઈમાનથી, તમ દીલે ધરો.—૨.
મુશકેલ સઉ ટાળશે, ધારેલું ફળ આલશે,
લઈ કુમક એ નામની, હુરીફાઈમાં પડો.—૩.
મીત્ર ભાવ વધારશે, ખામી સઉ સુધારશે,
આધાર એજ નામનો, પાયદાર ખરો.—૪.
શાળા આ વધારશે, તેહવારને દીપાવશે,
રૂબ્યો ! તેનાં નામપર, દીલ આશથી ભરો.—૫.
દુન્યાઈ આશ આશરો, છે પોકલ ને તકલીફી,
આધાર રબ હેતનો, તેજ મુસ્તકીમ ખરો.—૬.

આશીષ એવી માગીએ, દીલથી એજ ઇચ્છીએ,
વાલીઓ જે શાળાના, શાંતીમાં તેઓ ઠરો.—૭.
ડર તેનો રાખીને, ચાલો જો જગમાં તમો,
ન હારો કોઈ મુદઇથી, ન કોઈ ભયથી ડરો.—૮.
ખુરશેદ માગે કરગરી, કર વેહેતો રબ ! આ જગે,
વીદયા હુનર ગ્યાનનો, બરકતી તે ઝરો.—૯.



## ૭

### આડ.

રાહ—"હેજરે સનમમે જીંદગી દુશવાર હો ગઇ."

નીતિ ધર્મથી તેરવો સંસાર આ ભવે,
સંપતીથી દીલ ઠેરવો કીરતાર આ ભવે.—ટેક.
નામ તે રૂડું લઈને રે—મંડાણુ કરીયે કામ,
કામ તે સફળ થાય ને, વખણાય લોકમાં નામ,
કેળવણીનો પુર્ણ કરો ભંડાર આ ભવે.—૧
કરૂણા કરી પુરતી રે, ખીલવો આશાનો છોડ,
વધારી સલુક ને સુઘડતા, ટાળો હોએ જે ખોડ,
નથી અમારો તું સીવા આધાર આ ભવે.—૨
પાયું બચપણથી અમોને, કેળવણીનું જળ,
જે પ્રતાપે બની ગયાં આ, તન મન જીવ નીર્મળ,
માને તે માટે ખુરશેદ ઉપકાર આ ભવે.—૩.

૮

## કાફી જીલ્લા—કહારવા.

હો વીશ્વના મોટા વાલી રે,
સઉ માગી મુરાદો અમારી દે.—ટેક.
વધાર શક્તિ ભક્તિ ને નીતિ,
પાપી વીચારોની માફી દે.—હો૦ ૧
અખશ તું માન, જ્ઞાન ને ધન ધાન,
તન પાકી મન સાફી દે.—હો૦ ૨
ભરી સભામાં, સજજનો સનમુખ,
હીંમત ઉલટ તાજી દે.—હો૦ ૩
દાઝ ધરી મન, લાજ રાખ તું,
ભુલાયલી યાદી પાછી દે.—હો૦ ૪
કર ફતેહથી, ઇનામને લાયક,
હાજર જવાબની ચાવી દે.—હો૦ ૫
નહસાડ સુસ્તી, ભય ને ભ્રાંતી,
જ્ઞાનની બરકત ઝાઝી દે.—હો૦ ૬
આશ પુર્ણ કર, સભાજનોની,
દુવા ખુરશેદની માંગી દે.—હો૦ ૭

—o-ooo—

૯

## ગઝલ.

લઇ મુખ ખુદાનું નામ, મંડાણ કામ કરીએ.—ટેક.
નામ એજમતી તેજ—નામ બરકતી તેજ,
ચઇ સવાર તેજ પીડપર—નીરભય મેદાન પડીએ.—લઇ૦ ૧

જામ્યાં ફુલ નામ હસ્તી-જે નામીચાં નામથી,
તે નામનાં ફરમાન વીન-નહીં કદમ ધરીએ.-લઈ૦ ૨
ખોલી જુબાન ગાવા ગાન-બીન લેવે જો તે નેકનામ,
ઘટે લેહજત ખાઇએ ખતા-કાફર વલી ઠરીએ.-લઇ૦ ૩
આપ કુમક, ખોદા! અમને-મુબારક તુંજ નામની,
પડે પાર કામ અમારૂં-કીરતી સાગર તરીએ.-લઇ૦ ૪



૧૦

## કાલિંગડા—ઠુમરી.

રાહ—"ભુલા ભુલા મુસાફીર ગથડી રે."

સુનો સુનો ખુદાવીંદ અરજી રે,
હાંરે અરજી રે-છૈયે ગરજી રે.—સુનો૦ ટેક.
(દોહરો) આફત પર્વત ફાટ્યો—સુખનો થાયો નાશ,
દુખ દરીએ ભરતી વધી—નિરાશ બની ગઈ આશ.
સખ્ત ગ્રહોનો થયો સમાગમ,
સખ્ત બલા અહીં પરકી રે.—સુનો૦ ૧
(દોહરો) છોડવ દુઃખના દોરથી-સુખ રાજ ફરી તું દે,
કાપી મૂળ રોગ રાઈનાં-તારી પનાહમાં લે.
દુકાળ ઝાલ જંગ—તોફાન ટીપણી કંપ,
અતી કેહેર વરસાવે મરકી રે.—સુનો૦ ૨
(દોહરો) શિક્ષા પરમ એ પાપની-આપ! માફ કર પાપ,
શાંત હાલતમાં ઠેરવી—શુદ્દ સુબુદ્ધિ તું આપ.
ભુખ ભાન ભુલી, નિરૂપાય થયાં જન,
આકાશ રૂઠયો, ધ્રુજે ધરતી રે.—સુનો૦ ૩

(દોહરો) ઉપાય કુલ ઉંધા વળ્યા-બાકી રહયો બસ એક,
તુંજ દયા રૂપ દવા મળે–ટળે આફત એ છેક.
ધંધા ધોવાયા, નફા ગુમાયા,
તન લોહી સુકયાં, ખુટી ખરચી રે.—સુનો૦ ૪
(દહરો) ભકિત અમારી સ્વાર્થી, "સુખ સોની દુઃખરામ,"
પરમારથ ના છોડ તું-પરમારથ તુંજ કામ.
હારીને ખુરશેદ-આવ્યો તુંજ શરણે,
તું માલેક ખુદ, તારી મરજી રે.—સુનો૦ ૫



## ૧૧

## જીંજોતી જલ્લા—ઠુમરી.

રાહ—" જનમ જનમ ગુણ માનુંગી તેરો."
થેલીઓ ખોલો, દયા જલ રેલો,
બચાવે જીવો તોલી રૂપૈયા.–ટેક.
મરે બે મોતે–મરકી દુકાલે,
હજારો મુફલેસ સ્વદેશી ભૈયા.—થેલીઓ૦ ૧
ફરજ તમારી—છે સર્વથી મોટી,
બજાવો, સુખી રે તમ શેઠૈયા.—થેલીઓ૦ ૨
ન ફેર માનો—રંક રાયનો આજ,
તમો તેઓ સહુ એક રબનાં છૈયાં.—થેલીઓ૦ ૩
સુનો પુકારા—દુખ ને ભુખના,
દયાથી દાઝો પીગલાવો હૈયાં.—થેલીઓ૦ ૪

સુખી સુભાગ્ય—રે તમ આઈઓ પણ,
માયા દેખાડી બનો બેન મૈયા.—થેલીઓ૦ ૫
જીવ દયાલુ—ન સુખે સોવે,
મોસમ ચોમાસે જો તવલે પપૈયા.—થેલીઓ૦ ૬
ગતી ખુરશેદની—ન રહેતી એકસાન,
ઉદય ને અસ્ત દેખો ચાલુ સદૈયા.—થેલીઓ૦ ૭



૧૨

## જીંજોતી—ઠુમરી.

રાહ—" નાથ કેસો ગજકો બંધ છોડાયે. "

સાંભળ શીખ સારી સંસારી તું સજની,
ખોદાને ભજની, ભુંડાઈ તું તજની,
નીતિ સાજ સજની.—સાંભળ૦
ધરમ ધ્યાન ધરની—દયાથી દીલ ભરની,
છે દુનિયા ગરજની—ને માયા મરજની.—સાંભળ૦ ૧
ભલાઈમાં તું ખીલની—જો પાકી નહીં દીલની,
શી ખુબી મગજની—એ મુદ્દો સમજની.—સાંભળ૦ ૨
આ ઘરની તું રાણી—ધણીને રાય માની,
આ દાસી ફરજની—નમાની ને લજની.—સાંભળ૦ ૩
કરી લે સુકૃત્યો—જીંદગી દીન ટુંકો,
ઘેરી લેશે રજની—ગતી તું સુરજની.—સાંભળ૦ ૪

# ૧૩

## પીલુ—પદ.

રાહ—"સબદ સુન સુન રે—ફલ પાઓ જગ અંદર પયારે."

મદદ મેહેર કરોરે—ધરી દાઝ દીલે સખી દાતા.—ટેક.

લખ્ખો મુફલેસ દેશ માહી,
જુઓ ભુખથી મરે છે પીલાઈ,
ગજબ થયો રબ રે.—ધરી૦ ૧

(દોહરો) ગરીબ અપણા મુલકપર—રૂઠયો દુષ્ટ દુકાલ,
રીબાવી મારે લોકને—બીછાવી સંકટ જાળ.

ઠામ ઠામે કેહેર વરસે,
ઢોર મરે છે વળી ભુખ તરસે,
જુલમ કરે જમ રે.—ધરી૦ ૨

(દોહરો) રીસાઇ ચાલ્યો મેહુલો—બન્યાં લોક નાચાર,
સુકામણાએ લુંટયો—ખેતીનો ભંડાર.

ભુખે માત પીતા છોરૂ મારે,
આપઘાત કરી જીવ ઠારે,
બહુ તો કરે લુટ રે.—ધરી૦ ૩

(દોહરો) ખોલો થેલી ધન્યની—આપો અંનનુ દાન,
પુનનો દલ્લો મેળવો—બચાવી મરતા જાન.

લીયો આશીષ ખુરશેદી,
છોડવી દુકાલનાં કેદી,
ફરજ દેણુ ભરો રે.—ધરી૦ ૪

## ૧૪

## લાવણી.

રાહુ—" ગુલ ચમનમે બીછુ છુપા બરા ઝેરી હે."

તમ રખો દીલમાં સદા—યાદ યજદાની,
છે દુન્યા આ દો દીનની—ટુંકી જીંદગાની.—ટેક.
શીખો દીન દુન્યાની વાત-તાત દો છોડી,
રખો સાહેબ ઉપર આશ—યકીન ખુબ જોડી;
માનો સાચ દીન ફરમાન—વેહેમ ઝટ તોડી,
રહો ઉદયોગી દીન રાત—આળસ ડેગ ફોડી:
શીખો શીખવો ને ફેલાવો-ધરમની વાણી.-છે દુન્યા૦ ૧
લેવો કેળવણી ધરી ખંત—ઘસી તન મનને,
કરી શકશો તે બલ વડે—તાબે તમ ધનને;
તજી દુરગુણની સંગત—ધરો સજ્જનને,
થશો સુખી ને આબાદ—જગતમાં બંને:
લેવો કેળવણી બેઉ સરખી-દીન દુન્યાની.-છે દુન્યા૦ ૨
બની ભલાં કરો ભલ્લાઈ—સર્વની સાથે,
કરો સખાવતનાં કામ—રે ફુલ્લો હાથે;
કરો વતનતણી સુધરાઇ—ફરજ ગણી સાથે,
બનો લાયક નેક ઈનસાન—તમે સઉ વાતે:
કરી વીદયાનો ઉપયોગ—દેખાડો પાણી.—છે દુન્યા૦ ૩
ખુલી કેળવણીની નીશાળ—કરએ નવસારી,
ઠરે આંખો ને જીગર—હાલત જોઈ સારી,
તેના લાભો ને કલ્યાણુ—ન દેશો વીસારી,

ચશે ચહડતી કેલવણી વડે—જગમાં તમારી,
દીલે વધારજો ઉમંગ—ખુરશેદનું માની.—છે દુન્યા૦ ૪



## ૧૫

## જીંજોતી—પદ.

રાહ—" શુધી આણી ફળ જાણી નર નારી ભણો રે."

ગફલત છોડી ચીતડું જોડી ધર્મના બોધ લૈયે રે,
લેતાં એ બોધ આપણ સુખ્યાં થઈયે.—ટેક.
ધરમ બોધ તે—જીવની જોત છે,
હાંરે આપે ઉજાસ તે તો,
અંધકારને હૈયેરે.—લેતાં૦ ૧
ધરમ બોધથી—બચીએ ખોટથી,
હાંરે ભુલી નેકી નીતિ,
સંસારમાં જે સહિએ રે.—લેતાં૦ ૨
ધરમ બોધની—રૂડી શોધમાં,
હાંરે મજાહ ગેતીની તેમ
મીનોની પણ જોઈયે રે.—લેતાં૦ ૩
ધરમ બોધ વણ—જીવ પશુ સમ,
હાંરે પાપ સાગર મધે,
ગોતાં ખાતાં રહયે રે.—લેતાં૦ ૪
ધરમ બોધના ગુણો છે ઘણા,
હાંરે તેતો શીખી ભોગવી
અનુભવથી કહયે રે.—લેતાં૦ ૫

લેવો ધરમ બોધ—બાલ પારસી,
હાંરે તક સોનેરી એ
જવા શું કામ દૈયે રે.—લેતાં૦ ૬
ધરમ બોધની—શુભ અસરથી,
હાંરે સાચાં મજદયસ્નની
જરથોશ્તી થઈયે રે.—લેતાં૦ ૭
સરવે બોધમાં—ધરમ બોધને,
હાંરે માની સુખ ખુરશેદી
દીલોજાનથી ચાહુયે રે.—લેતાં૦ ૮



## ૧૬

### ગઝલ.

રાહ—"સાજન બેગાના હો ગયા, કેઆ જરાસી બાતમે."

કર મદદ તું આ તકે—ઓ શકતીના સાહેબ પુરા!—ટેક.

મદદ તારી ખરી જોરમંદ
ફતેહુનાં ફળવાળી રે;
મદદ તારી જો હોય નહી,
થાય આલમના હાલ બુરા.—કર૦
મદદ તારી ગેબી ગાબેલ,
બીજી મદદ નકામી કુલ;
મદદ તારી મલે જો પુર,
બને તે કોહુલા સીંહ શુરા.—કર૦
મદદ તારી વગર ચાહુવે,
નીકળે જો કામે કોઈ;

કામ તે ફુલ ધુળ મળે ને,
ઉમેદના થાય ચુરેચુરા.—કર૦
મદદ તારી પોહોંચે અમપર,
ધરે આ ખેલ ખરી રોનક;
પામીએ કીરતી કઉવત્ત ખુબ,
તે સાથે જશના ઝુરા.—કર૦
મદદગાર રે! મદદ કર તું,
મેહેરના સાહેબ! મદદ કર તું;
દીલે આવે ખરો જુસ્સો,
જોરાવર થાય નબળા ગુરા.—કર૦
ખુરશેદ રંક સેવક જેગરથી,
નમી તારી મદદ ચાહે;
નવી કોશેશમાં વધાવ થાય,
ફતેહના ફુલના તુરા.—કર૦—૬



## ૧૭

### ગઝલ.

રાહ—"ગર હમને દેલ સનમકુ દીઆ ફીર કીસીકુ કેઆ."
યજદાન! તારી યાદ બીન અમલ બજા નહી—ટેક.
વગર યાદ તારીએ, ખરાબી થાય જે કામની,
જેહાનમાં તેવી કોઈ મોટી સજા નહીં.—યજદાન૦
થવાય યાદ તારી નકી, તે એમના જેવી બીજી,
ઈનસાની કારોબારમાં હોતી લજા નહીં.—યજદાન૦

હોકમ તારી યાદનો, નમીને મેલવ્યા વગર,
હીમત કદમ ચલાવવા કરતી કજા નહીં.—યજદાન૦
—ફમીનો બંદો ખુરશેદ, માનેછે જેગરથી એમ,
મીસાલે યાદ તારીની ફતેહુ ધજા નહીં.—યજદાન૦—૪

---

## ૧૮

## લાવણી.

રાહુ—"મનમોહન બજાવે બાંસલી."

રબ ! બચાવ રહેમ મોકલી—દુકાળે મરતાં,
ભુખ મારાના મારે કરી-ભમરી ખાઈ પડતાં-ટેક.
લઈ ખેવાસ ખુની હેવાની-માણુસો ભટકે,
દીસે દુબળાં મુરદાં ઘણાં-પડેલાં ખટકે;
ખ્યારાં બચાં ખાય માબાપ-કાપીને જહટકે,
ખાધ ખોરાકીનો કર સુકાળ-પાપો એ અટકે:
નહી જોવાય લોક બેહાલ-કીકીઆરી કરતાં.-ભુખ૦
દુખી થયલું નામીચું ઇરાન-વેરાન થાય ભારી,
બીન લેહેરે ઉકરડા બને-બાગો ગુલજારી;
દીસે ઉજડ ગોફા મીસાલ-ઘેરો પડી ખાલી,
થઈ રહી ચોગરદમ બહુ-શેતાન બલીહારી:
બોરાં થઈ ગયાં ખુશ દરખ્ત-પાન ફુલ ખરતાં.-ભુખ૦
થયો આસમાન બેદાદ-રૂઠીઓ જમાનો,
હારી ગયાં ઉપાય માણુસો-વખત દેવાનો;
માટે ખોલ મદદ તારીની-બરકતી ખાનો,
કાળું કરે ડરામણો દુકાળ-સોંગો થાય દાણો:
ખુરશેદ કર ગરી માંગે-જેગર કર ઠરતાં.—ભુખ૦-૩